# આલબેલ

કરસનદાસ માણેક



પ્રકાશક :
મગનલાલ શેઠ

ચેતવણી

કર્તાની અનુજ્ઞા વિના આ સંગ્રહ-
માંના કાવ્યો કોઇએ કોઇપણ
જાતનાં સંગ્રહમાં લેવાં નહિ

૧૬૫૯૯

દોઢ રૂપિયો

કારતક સુદિ એકમ
૧૯૯૨






મુદ્રક : રૂપતરાય મો. દવે : ઊર્મિ પ્રિન્ટરી : કરાચી
સોલ એજન્ટસ : ગુજરાત પુસ્તક ભંડાર : કરાચી

જેનાં દર્શને સુપ્ત પ્રાણ સળવળ્યો,
જેના પરિચયે એ સળવળાટમાં
સંવાદ આણ્યો,
જેની પ્રીતિએ એ સંવાદને
સહસ્રવિધ સુરાવલિમાં રેલાવ્યો

તે

પ્રિયતમાને ચરણે
અમારી સહચારી સર્જકતાનું
આ પ્રથમ ફળ ધરું છું.

**ચેતવણી**

કર્તાની અનુજ્ઞા વિના આ સંગ્રહ-
માંના કાવ્યો કોઇએ કોઇપણ
જાતનાં સંગ્રહમાં લેવાં નહિ

દોઢ રૂપિયો

કારતક સુદિ એકમ

૧૯૯૨



મુદ્રક : ભૂપતરાય મો. દવે : ઊર્મિ પ્રિન્ટરી : કરાચી

સોલ એજન્ટસ : ગુજરાત પુસ્તક ભંડાર : કરાચી

જેનાં દર્શને સુપ્ત પ્રાણ સળવળ્યો,
જેના પરિચયે એ સળવળાટમાં
સંવાદ આણ્યો,
જેની પ્રીતિએ એ સંવાદને
સહસ્રવિધ સુરાવલિમાં રેલાવ્યો

તે

પ્રિયતમાને ચરણે
અમારી સહિયારી સર્જકતાનું
આ પ્રથમ ફળ ધરું છું.

આવો, ઓ શબ્દો, સૌ નિજનિજની શક્તિ સાથ,
જાઓ જઇ પ્રિયા પદ પ્રેમે પથરાજો;
પ્રિયાફરતી ફોરતી સહસ્રરંગ કળીઓ થઇ
કોકિલ શા કંઠથી વસંતગાન ગાજો;
હર્ષવિવશ ઉરનાં અસંખ્ય લોલ લોચન થઇ
પ્રિયા કેરી સૂરત પી પીને ધરાજો;
રસનું સંતાન ભલે વિશ્વ હો નિઃશંક, ત્હોય
ફરી ફરી ન આવે આવા ઉત્સવરસરાજો!

સંગીત ને નૃત્યથી, કલ્પના ને કૃત્યથી,
રસઝટ જમાવો મુજ પ્રિયાની ચોપાસ;
મ્હેકે ને લ્હેકે ને સ્નેહઆભેકે
તૃપ્ત કરો પ્રિયાકેરા પ્રાણનો ઉલ્લાસ;
કોમળ કરસ્પર્શે રસોજ્જ્વલ ઉર-વર્ષે
સાધો પ્રિયાંગ રોમહર્ષનો વિકાસ;
ઠલવો સૌ કોશ ગુપ્ત, જલવો નિજ પ્રાણ સુપ્ત,
જપ્ત કરો પ્રિયાની પસંદગીનો "પાસ"!

"મહોબતને માંડવે"માંથી

"આભનાં પોયણાં"ને મળેલા સત્કારથી પ્રેરાઈને આ કાવ્યસંગ્રહ છપાવવા લલચાયો છું એમ કહેવું તે અર્ધસત્ય છે; અને "મને મારાં કાવ્યોમાં શ્રદ્ધા છે" એ કથન નમ્ર ગણાવાને ખાતર ન કરવું એ ભીરુતા લાગે છે.

આ બધા કાવ્યોની ખામીખૂબીઓ જેવી મને દેખાય છે તે બધી તેવીજ વાંચનારાઓને દેખાશે એવું કંઈ નથી માટે એ વિષે અહિં કશો પણ ઉલ્લેખ નથી કરતો. માત્ર એટલું કહેવાનું ઉચિત ધારૂં છું કે એમાંનું એક પણ પ્રત્યક્ષાનુભૂતિ વિના લખાયું નથી.

કુંજવિહારી આણંદ

## આ લેખકના અન્ય પુસ્તકો

મુક્તધારા (અનુવાદ)
બે બાલનાટકો (અનુવાદ)
ખાખનાં પોયણાં (જુદું)

હવે પછી

મ્હોબતને માંડવે

## શુદ્ધિ

| પૃષ્ઠ | પંક્તિ અથવા કડી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૨ | અર્ધનિમીલિત | અર્ધનિમીલિત |
| ૪ | ૧૮ | શકુન્તલા | શકુન્તલા |
| ૧૨ | ૧૦ | શાતલ | શીતલ |
| ૧૬ જ | ૪૭ | ધરે | ધરે |
| ૨૩ | ૧ | ભયપથરથરતા | ભયથરથરતા |
| ૩૩ | ૪ | રેગિસ્તાનની | રેગિસ્તાનની |
| ૬૬ | ૬ | ભૈથા | ભૈયા |
| ૭૧ | ૧૩ | શુક્તિ | મોતી |
| ૭૩ | ૪૧ | ,, | ,, |
| ૭૩ | ૪૪ | રાસે | રાસે |
| ૭૩ | ૪૫ | પદ્મદલમા | પદ્મદલમાં |
| ૭૪ | ૨ | તીથોનાં | તીર્થોનાં |
| ૭૫ | ૧ | કૌમાયે | કૌમાર્યે |
| ૮૦ | ૯ | પૂર્ણહુતિ | પૂર્ણાહુતિ |
| ૮૦ | ૧૦ | સહસા કે | સહસા જ કે |
| ૯૩ | ૬૨ | ભયાં | ભર્યાં |

# સુરાવલિ

# ખાખનાં પોયણાં

• દ્રુતવિલંબિત •

હજુ મ્હુરોડ જ જીવનનું હતું
સ્વર-સહસ્રથી અંતર ગુંજતું;
મધુર સ્વપ્નની સીમ પરે ઉભી
કરતી'તી પરિશીલન જાગૃતિ. ૧

મૃદુલ અંગુલિ-અગ્ર થકી ઉષા
નયન અર્ધ નિમીલિત આંજતી:
સુભગ ઇન્દ્રધનુર્ સરંગથી
અલસ આત્મનને અભિષેકતી. ૨

નવીન ઊર્મિ સુકોમલ સ્પર્શથી
ઉરસિતારી પ્રકંપન પામતી:
રુચિર અસ્ફુટ ઝંકૃતિ આત્મમાં
અનનુભૂત જગાવતી નર્તનો. ૩

સગુણતા સજતા પરિભ્રમના
પ્રથમ શ્વાસ સમાન સમીરણુ
અનતિજાગ્રત સુસે અવ્યક્તમાં
દ્રુતવિલમ્બિત ડોલન અર્પતો. ૪

બજતીઁ'તી હજુ જીવન-મંગલા
નવ ઉષાની અલૌકિક આરતી;
પ્રથમ ગીતની પાંખથી ઉતરી
પરમ સત્‌ની પિછાન કરાવતી. ૫

પ્રથમ વીચિ સુવ્યક્ત અવ્યક્તની
સમીઁ દીઠી, પ્રિય, જ્યારથી મેં તને,
અગુણ બ્રહ્મની સાચી ઉપાસના
સગુણમાં, સખિ, ત્યારથી આદરી. ૬

પગલાના પથમાં તવ સર્વદા
દૃગ બિછાવત ધાવત હું ફર્યો;
દૃગ બિછાવતી જ્યાં, સખિ, તું હતી
સુભગ પ્રાણ હું પાથરતો તહિં. ૭

રુમઝુમાટભર્યાં સ્મિત સેંકડો
ફગવતી તરતી અવનિ પરે:
જગવતી જડભીતર ચેતના
કઠણ પત્થર પ્રાણ જગાડતી. ૮



જીવન શું? જીવવું મરતાં લગી;
મરણ શું? જીવતાં લગી કલ્પવું:
અધિક મેં, સખિ, આ થકી ફિલસુફી
જીવનમાં કદીઁ યે નવ કલ્પી'તી. ૯

નિરખતો સહુ તાપથી દોડતાં
ભિજવતાં પૃથિવી શ્રમસ્વેદથી:

નવ કશું કહીં લક્ષ્ય જ દીસતું
વિરમતું નવ કોઇ વિમર્શવા. ૧૦

નવતરો કહીં કોઇ લગીર વા
કરતલે મુકી ભાલ વિમાસતો,
ચરણ લાખ તળે ચગદાઇને
જીવનજોખમ વ્હોરી જતો સદા. ૧૧

સરતકેફ મહિં ચકચુર થૈ
કમર સૌ કસીને ધસતા હતા:
વિરલ કો સ્થિતપ્રજ્ઞ રહી શકે
પ્રલયમારુતવેગ નિરોધીને. ૧૨

મચ્યું હતું ઘમસાણ વિનાશનું:
પવનચક્રી ચડી હતી આભમાં
પટકતી વડલા જુગ જોગી શા;
વિટપી અન્યનું ત્યાં પછી શું ગજું? ૧૩



નવ વિવેકવિનાશિની ઘેલછા
પરસી'તી હજુ બાલિશ આત્મને:
લલિત સ્વપ્નમયી મુજ સૃષ્ટિમાં
સખિ, વિવેકજ ક્યાં જનમ્યો હતો? ૧૪

જડ ધમાલની શોણિત ધારથી
રુચિર સ્વપ્ન ન ભ્રષ્ટ થયાં હતાં;
નવવિધાનની મુગ્ધ કુમાશમાં
જવરની આંચ ન લાગી હતી હજુ. ૧૫

સુર સિંહાસન શુદ્ધ વિરાજતી
તું, સખિ, એ સમયે મુજ દૃષ્ટિમાં
અવતરી, અવરોહ પથે સરી,
રણઝણાવતી સર્જન મંડલિ.



નયનતેજસરિત્ મહિં જન્મતી
કવિજનો તણી મંગલ પ્રેરણા;
ભુવનમંડલ નિર્મિતિકલ્પના
પ્રથમ લાધી નકી વિધિને અહિં. ૧૭

નવ વિલાસિની એ હતી ઉર્વશી;
હતી તપસ્વિની એ ન શકુન્તલા;
દુઃખવિદારિત માનવ જાતિના
કરુણ ક્રંદન શી નવ જાનકી. ૧૮

તલસતી અપમાનની ઝાળને
ધગતી શોણિતધારથી ઠારવા
સહજ વૈરની માનવ વૃત્તિ શી
દ્રુપદની તનયા નવ એ હતી. ૧૯

જગતણી દિલ-ડંખણી જીભને
અવગણી પરણી'તી પિનાકીને;
ન ગણી તેની ય અંતરવેદના
પિયર સંચરી, પામી વિમાનના ૨૦
તનુ ફગાવતી યજ્ઞની ઝાળમાં
નિજ પરાજયસ્તોત્ર લખી ગઇ

ન હત તો, સજની, તુજ કોટિએ
લગીર આવત દક્ષતણી ઉમા. ૨૧

ક્ષયથી ક્ષીણ શરીર તજી શશી
ઉતરતો તવ લોચન કાંઠડે,
નયન-સંચિત ચાંદનીના અમી
ગટગટાવી નવાં ધરતો વપુ. ૨૨



નિરખી'તી ન તને, સખિ, જ્યાં લગી
અસત સ્વપ્ન હું ત્યાં લગી માનતો:
જગત-જાગૃતિમાં નવ તું સમી
ઉતરી'તી મુજ લોચન માર્ગમાં. ૨૩

સત ન જાગ્રત, તો પછી સ્વપ્નને
અસત કાં, સખિ, માનવ માનતા?
અસત ને સત દર્શન-કોણથી:
ઉભય એક જ વસ્તુ ન હોય કાં? ૨૪

હૃદયવાંછિત સચ્ચિતસ્નેહની
વિરલ ઝાંખીથી વંચિત વિશ્વ આ
લગીર લોચનગોચર એ થતાં
અધિક સ્વપ્નથી ના કહી લેખતું ૨૫



નવ ગુલાબની પાંખડીઓ સમા
અણગણ્યાં રમણે ચડી સોણલાં

રચી રહ્યાં મુજ આત્મનઘેરતી
રુચિર જાલ મહેન્દ્રની મોહિની. ૨૬

નવ લગીર વિભેદન જાલનું
કર્યું, સખિ, તવ સૂક્ષ્મ કલેવરે:
કુસુમપુંજથી જેમ વસંતશ્રી
પ્રસવતી, સરી સ્વપ્નથી તેમ તું. ૨૭

પ્રગટ્યું પૂર્ણથી પૂર્ણ પુરા હતું,
પ્રગટી તેમ તું સ્વપ્નથી સ્વપ્નશી
કવિતણી પ્રતિભાથકી કાવ્ય શી:
પ્રગટી વિશ્વકલાધરપીંછીથી. ૨૮

અરુણ અંગુલિઓ થકી જે પળે
સ્મિત માંડી, સખિ, મુજ વાળ શું,
ઉછળી આત્મન લોચનમાં વસ્યો
ચખ, સુલોચન, લોચન તાહરે. ૨૯



પછી વહ્યાં વરસો દિવસો સમા,
સમયસીમ વિલુપ્ત થઇ હતી;
દિવસરાત્રિતણી ગણના વિના
જીવનસ્રોત અખંડ વહ્યે જતો. ૩૦

સખિ, તું પોઢતી તે પળથી નિશા
ઉગતી માહરી સ્વપ્નની સૃષ્ટિમાં;
પ્રથમ કિરણ ને’નથી ફૂટતાં
હૃદય-કાનન ગુંજન જાગતું. ૩૧

ભ્રમણ આદર્યું વિશ્વવિષે, સખિ,
નગ, નદી, સર, નિર્ઝર, સાગરે;
પવનપાવડીઓ કદી ફૂટતી,
પ્રગટતી કદી પાંખ મનોજવા. ૩૨



પ્રકૃતિ ગોદમહિં સખિ, ગેલતાં
તું કદી ચીંધતી માનવમેદિની
ધસતી, ધૂળતણી ડમરી થકી
રચતી આવરણો નિજ આંગના. ૩૩

"જગતમાલિક હું, ન સ્વતંત્ર કો
રહી શકે અહિં માહરી ભૂમિમાં;
હું વિણ કોઇ ઉપાસ્ય ન દેવતા,
અખિલ સર્જન અર્ચન માહરૂં. ૩૪

કમર બેવડી વાળી ગુલામ સૌ
નયનજ્યોત 'હું' કાજ જલાવજો;
રુધિરવર્ષણથી મુજ ખેતરે
મરી જજો, પણ, પાક ભરી જજો." ૩૫

રટણ એહવું શ્વાસની સાથમાં
વહી રહ્યું ઉરઉરમહિં, સખિ,
અખિલ-ધ્વંસની આત્મવિનાશિની
સળગતી નિશિવાસર વાસના. ૩૬



પ્રકૃતિસુન્દરતા, સખિ, માણવા
સમય કે અભિલાષ જ ના દિસે;
પરમ તત્ત્વનું હાર્દ પિછાણવા
પ્રકૃતિચિન્તનની પછી શી કથા ? ૩૭

ગિરિવરો શિવચિન્તનમગ્ન શા,
સખિરિ, તેમની સાથળ ભેદીને
સરજ્યા પથ હિંસક સૈન્યના
મનુજ કેરી ગુલામી સુરક્ષવા. ૩૮

અલગ આત્મન કાઢી ફગાવીને
નિરખિયા નરમાંહિથી સૈનિકો:
મનુજ-ધર્મ પશુશરણે ગયો.
બલિતણી બલિહારી થઇ ગઇ. ૩૯



ફરજ, શિસ્ત, સનાતન શાસનો
ભણહલાલી: સુમોહક શબ્દ સૌ,
હૃદય થીજવી, તેજ નીચોવતા,
અક્ષીણ માનવ-આત્મ તણા બધા. ૪૦

રણકતા મધુશબ્દની ગૂંથણી
અવનિમાં ભ્રમજાલ બિછાવતી;
અબુઝ માનવ બંધન આત્મના
સલપતો શણગારસમા ગણી.

કચકચાટ જરાય કર્યા વિના
કબુલી જાલિમની જડ ઝૂંસરી,

જગત-જૂની ઘરેડની માંહિ જે ૪૨
ઝુકવી ડોક, દડે, નર તે ગુણી.



કદિક સ્વપ્નઉપાસી યુવાન કો
નજર ચૂકવી હિંસક યૂથની,
સળગતા ઉરદીપ ઉજાસમાં
નવીન માર્ગભણી પગલાં કરે. ૪૩

કરસહસ્રથી તે શિર તૂટતી
ઝગતી કાળની આંખ શી વીજળી:
બની યુવા ઇતિહાસતણી કથા
સતત લાલધજા ધરતો રહે. ૪૪

તદપિ કો' નરસિંહ પિનાકી શો
ગરલ જીરવી માનવ-ઉરનું
જગવતો નિજ જાહ્નવીથી ફરી
જગ સુકાયલ અમૃતના ઝરા. ૪૫

જગત તેહની માંડી ઉપાસના
મનુજ-કોટિથી આતલ ભાખતું:
પરમ જીવનમંત્ર ડૂબી જતો
કપટપૂજન કેરી ધમાલમાં. ૬૪



વિવિધ નાટક આ, સખિ, દાખવી
સ્મિતસુભાષ્યથી મર્મ ઉજાળતી;

અર્ધ-ઉઠ્યા પરિપ્રશ્ન ઉઠાવીને
વણકુથેલ શમાવતી સંશયો. ૪૭

પરમ શ્રેયની માહરી શિક્ષિકા
ઉતરી, તેં મુજ આત્મનના, સખિ,
વિમલ તેજની અંગુલિઓ થકી
અધભીડેલ કમાડ ઉઘાડિયાં. ૪૮

જીવનને ગુરુભારથી ચાંપતા
જીવનમાં ગુરુઓ અછતા નથી;
જીવનના ગુરુભાર ઉતારતી
જીવનદાયિની એક તને દીઠી. ૪૯



કહ્યું મને, "સહુ સ્વપ્ન સમેટીને
જગત-જંગની માંહી ઝુકાવજે
તદપિ સ્વપ્નની આછી અસંગતા
વિસરજે નવ જાગ્રતમાં કદી. ૫૦

નિરખજે ઘમસાણની ધૂળમાં,
વળી મસાણની ખાખમહિં મને:
કણીકણી થકી પ્રાણ પ્રફુલ્લશે,
પ્રગટશે, પ્રિય, ખાખથી પોયણાં. ૫૧

ક્ષણિક તર્પણ ઇન્દ્રિયભોગનાં
જ્વર સનાતનમાં પરિણામતાં:

પરમતત્ત્વતણા અનુરાગીને
નવ ઘટે જડ ખાતર ઝુરવાં. ૫૨



વિજય, શક્તિ, સુકીર્તિની ઝંખના
જકડતી જડ સંગ મનુષ્યને,
પરમ ચેતન વ્યોમવિહારના
હૃદય-ઉડુયનો અવરોધતી. ૫૩

યશની આશ ભરે દિલ દીનતા,
વિજયવાંછુ પરાજય પેખતો:
વલખવું નવ શોભતું શાહને
અખિલ ઉદ્ભૂતના હકદારને. ૫૪

વિજય જીવનનું નવ ધ્યેય છે,
નવ પરાજય જીવનનો સુણ્યો;
યશઉપાસનહાર ભૂલ્યા બધા
કમલવંચિત કાદવ ચૂંથતા. ૫૫

પરમ પ્રકૃતિની તનયા હું છું,
તનુજ તું, પ્રિય, આદિમ તત્ત્વનો:
પુરુષપ્રકૃતિયોગ થયો, હવે
નિરખશે જગ સંસ્કરણો નવાં." ૫૬

થયું મને: "નભ-તારક-મંડલિ
જટિલ માનવઉર ઉતારશું:
નિબિડ ભીષણ અંધ તમિસ્રનાં
યુગપુરાણ ઉજાળશું જંગલો. ૫૭

સળગતા ઉર ભેદી પહાડના
અગનધોધ ધગન્ત ઉછાળશું;
મલિન માનવઅંતરવાસના
સખિ, જલાવી જશું જડમૂળથી. ૫૮

સતત પ્રીતસચુમ્બન ઝંખતા
ધગત કામુક–ઓઠ સમા રણે
ફરી ફરી રસચુમ્બન અર્પીને
ઝુલવશું જગશોભન નંદનો. ૫૯

વ્યાકૂળ પ્રેમ, અપૂર્ણ મુરાદના,
વિપથગામિની વિપ્લવી શક્તિના,
શીતલ ચાંદની–અર્ક નિચોવીને
રુઝવશું જખમો જનતા તણા.” ૬૦



નવીન સૃષ્ટિતણાં વણી સોણલાં
હૃદય માહરૂં નાચી રહ્યું હતું;
રસણ આત્મનમાં જનમ્યું હતું
રુચિર ભાવિની ઝાંખી થકી, સખિ. ૬૧

જીવન ને નવયૌવન સ્વપ્નશું,
સહચરી વળી તાહરી શી, સખિ,
ત્રિપુટિયોગ અલૌકિક સાંપડ્યો,
પછી અશક્ય શું આપણને હતું? ૬૨

પણ અચાનક ભાગ્ય ફર્યું અને
નિરવ તું સરી પાછી અવ્યક્તમાં–

તું હતી ત્યાંલગી લેશ ન ભાગ્યને
સખિરિ, હું કદીયે ગણુકારતો. ૬૩



વરણ, વાસ, કુમાશમહિં સરી
જ્યમ ગુલાબ વિભક્ત થઇ છુપે;
શશી ગળી નિજ ચાંદનીમાં મળે,
દ્રવી ભળી, સખિ, તેમ અવ્યક્તમાં. ૬૪

નયન નિર્ગળી રોશનીમાં રમે
જ્યમ શમે ગીત આદિમ નાદમાં,
વિરમતી તવ લોચન વીજળી,
શ્રી હરિલોચન તેમ વિરામી તું. ૬૫

અણઝીલાયલ વાણીની ઝોળીમાં
ઉડતી ઊર્મિ અનંત મહિં શમે
તજી સગુણ સ્વરુપ અમૂર્તમાં
શમી અનંતવિહારિણી તું, સખિ. ૬૬



વિધિવિધાન હશે, અથવા હશે
વિગતજીવનકર્મની વાસના,
ઘનવિમોહવિલીન હું દીન પે
કિરણુ ઇશકૃપાતણું વા હશે. ૬૭

ઝબકી તું, સખિ, જીવનઆભમાં
હૃદયના ઘનઘોર ઉજાળતી;

ક્ષિતિજકોર પરે હજુ સોહતી–
અણુચિતી પ્રિય આથમી કેમ ત્યાં ? ૬૮

જીવનના તિમિરો પળ ચીંધવા
સજની, શું સજી'તી કિરણાવલિ:
જીવનમાં જગવી ઘનવેદના
ઘટતું ના જવું, જીવનસાથિની ! ૬૯

તું પ્રગટી હતી તેનીય પૂર્વમાં
તમ હતું–હજુ યે તમ તે રહ્યું !
અધિક ઘેરૂં હવે ઉલટું થયું
પલક જ્યોતિ તણા ઝબકારથી. ૭૦

તું ગઇ, સ્વપ્ન ગયાં, સુખડાં ગયાં,
જખમ જીર્ણ રહ્યા, ઝુરવાં રહ્યાં,
કરુણ અશ્રુ રહ્યાં, ડુસકાં રહ્યાં–
પ્રગટિયાં નહિ ખાબથી પોયણાં ! ૭૧

ધુળ ધસે, ધમસાણ ઉંચે ચડે,
ચરણ લાખ તણા પડઘા પડે,
અબઘડી અડફેટ મહિં લઇ
પટકશે, છુંદશે, સુંજને, સખિ ! ૭૨



ઉર ઉખેડી સુલોચન-ધારથી
સ્મિત, સુમાલિનિ, અંતર વાવિયાં;
નયનનીકથી નીર છલાવિયાં:
તદપિ કેમ હજુ ઉગતાં નથી ? ૭૩

# સ્મૃતિપરાગ

• ઉપજાતિ •

વીતેલ સોણાં સુખનાં સ્મરીને
હતાશ હૈયું કરવું ઘટે ના:
અનૂપ સૌન્દર્યની ઝાંખી પામી
શું અશ્રુમાં ગાળવી જીન્દગાની? ૧

હજાર વર્ષે કદી એક વાર
વિભૂતિ વિશ્વે અવતાર ધારે:
અનન્ત આશ્વાસન, પ્રેરણા ને
જ્વલંત શક્તિ મનુજાતિ પામે. ૨

કપાળ ઢાળી નયનો નિતાર્યાં,
અથાગ આગે ઉરને પ્રજાળ્યું,
તથાપિ મધ્યાહ્ન મરુ સમીર
સમા નિસાસા ન સદાય શોભે! ૩

ખસો નિસાસા, ડુસકાં! ન હું પે
બિછાવજો નિષ્ક્રિય મોહ–જાલિ:
અપાર અશ્રુજલસાગરે ના
ડુબાવજો જીવનનાવ મારું! ૪

વૃથા વિલાપો લવી કાં જગાવું
જગે નમાલું હીણસૂરું ગાણું?

વગોણું સૌન્દર્યતણું શું કામ
મનુષ્યની જાડી જીભે ચડાવું ? ૫

હું ધન્ય કે જીવન આભમાં એ
ઊગી-ભલે ને ક્ષણ અર્ધ માત્ર!
સુ-અલ્પ ઝાંખી પર વારી જાઉં
હજાર લાખો, સખિ, જીન્દગાની! ૬

હજાર મૃત્યુતણી યાતનાઓ
વ્યથા કરોડો નરકોની કારી:
કબૂલ છે, દેવિ, સહુ મને, જો
ક્ષણેક ઝાંખી કદિ થાય તારી! ૭

૨૩-૬-૩૨



અગાશી પે એક સમે પડ્યાં'તાં
પરોવીને અંગુલિ-નેન-પ્રાણ:
ચડ્યું હતું વિશ્વ સમસ્ત સુસ
સુહાગિની ચાન્દનીને હિલોળે! ૮

ધગંત આંખો મુજ કામ-આગે
સુતન્વી, કાયા તવ પી રહી'તી
વિલોકી તું પાર્થિવ તાલ બોલી
ઝુલાવતી કૌમુદીને સ્મિતોથી. ૯

"રખે તું સૌન્દર્યની ત્યાગી પૂજા
વિલુબ્ધ થાતો મૃદુ મૃત્તિકામાં:

અવાર આકર્ષણ સ્થૂલનું છે;
પરંતુ સૌન્દર્યનિવાસ સૂક્ષ્મે ! ૧૦

અયોગ્ય ના રાચવું સ્થૂલલોભે:
ઉવેખતા સ્થૂલ જનો અપ્રજ્ઞ:
પરન્તુ પૂજા જડ કેરી માંડી
વિસારવું ચેતન: ઘોર પાપ ! ૧૧

ચુમે મને તું, હું તને ચુમીશ:
ભલે ઉડે જાફત ચુમ્બનોની !
પરન્તુ જો હોઠ ભર્યે ન હૈયાં
મળે, નકામી સહુ ગોશ્તખોરી ! ૧૨

સુધાઝરંતા, પ્રિય, એકવાર
ગુલાબ આ હોઠતણા સુકાશે;
તવાત્મના નીર હિલોળતી આ
મિંચાઇ જાશે ચખ-ચન્દ્રિકા યે. ૧૩

પ્રમોદસ્પર્શી મૃદુ દેહ મારો
વિરામશે પ્રકૃતિમાંહિ ત્યારે
તું શોકની ભૂલભૂલામણીમાં
શું આત્મઘાતી બનીને ભમીશ ! ૧૪

પુજારી સૌન્દર્યતણા સુધીર
વિલોકતા પૃથ્વીની પેલી પાર:
શિખાઉ આલમ્બન આશરે છો:
ઘડા તણો ભાર ન તારૂં લઃદે !

પ્રતીક સૌન્દર્યનું-શ્રેયકેરૂં-
હું પ્રેયસી થૈ તુજ પાસ આવી:
પરંતુ સોપાન વટાવી “ન્હેતું
જવું, સખા, પ્રેયની પેલી પાર!” ૧૬

સિંચી સુધા શ્રાન્ત શરીરમાંહિ
શશાંક ચૈતન્ય નવું પ્રસારે:
વિખેરીને વિહ્વલતા, ઉરે, તેં
અમોઘ પાન્થેય ભર્યું'તું ત્યારે! ૧૭

વિસારી તે માઝમ-રાત-ગોષ્ઠી
હું શોકની શૂળી પરે શું કામ
અપૂર્વ આદર્શ દઉં ચડાવી
સખિ, તું-પ્રેર્યાં, ઉભયે-ઉપાસ્યા! ૧૮

થયેલ તારી ક્ષણઝાંખીધન્ય
ફગાવું કાં જીન્દગી આંસુનીરે!
જલાવું નિઃશ્વાસની આગથી કાં
જીવન્ત આ સ્મારક તારૂં, દેવિ! ૧૯

અભદ્ર વ્યામોહમંહિ વિસારૂં
હું કેમ ઉસ્તાદની તાલિમોને?
ઘડો ગયો: કારીગરી સ્મરીને
શું કામ ડૂબું: તરતાં શીખ્યો છું! ૨૦



૨૬ ૬ ૩૨

સવાર તે સાંભરતી હજુ યઃ
વસંત પ્હેલી હતી આપણી ને
ઉઠી, સખિ, બ્રાહ્મમુહૂર્તમાં મેં
જમાવ્યું'તું આસન આમ્રકુંજે ! ૨૧

હું કોકિલાના સુર પૂરવાને
મથી રહ્યો'તો પદ-શૃંખલામાં:
સહસ્રરશ્મિ તણી રોશનીને
ઉતારવાને ઘરના દીવામાં ! ૨૨

લસંત જે પદ્મદલે પરાગ;
વિશુદ્ધ સૌન્દર્યવસ્યા સુહાગ,
કિશોરઉરે અનુરાગ મ્હેકે:
શું સ્થૂલ સદ્મે રહી તે શકે કે ! ૨૩

નભો-વિહારી સુર-આવલિની
હું શોધી થાક્યો અનુરુપ કાયા:
મિંચેલ આંખો જ્યહિં મેં ઉઘાડી
તને સખિ, સંમુખ ત્યાં નિહાળી ! ૨૪

વિરેખ કો જાગ્રતસ્વપ્ન કેરૂં
ઝુલંતું તારે પ્રતિબિમ્બ નેત્રે,
કપોલરાગે ઉરનાં તુમુલો
લખ્યાં હતાં અસ્ફુટ વાણીમાં કો ! ૨૫

હતાં ઉરો બેય સ્ફુરંત એક
વિચાર ભાવોર્મિથી તેમ પ્રાણે:

તથાપિ કૈં ગોઠડી કાજ બે યે
ક્ષણાર્ધની સાધી લીધી સમાધિ! ૨૬

"અરે ન કાં?" તે પછી સાથ બન્ને
વધ્યાં, સુઝાયાં, વિરમ્યાં, અને ત્યાં
રસાળડાળે કુજી કોકિલાએ
ફુસાવી ગૂંચો ઉરની ઉકેલી! ૨૭

"અરે ન કાં, પ્રીતમ," બોલી પાસે
પડેલ શૈલાસન પે ઝુકાવી,
"વસન્તના–જીવનના–સુરો આ
શકાય આખા જગને સુણાવી! ૨૮

રસોત્સવાર્થે રસની સમષ્ટિ
રચાવી સર્વત્ર રસાધિરાજ
સહસ્ર કંઠે રસસાદ દે તે
ઝિલાય ના કાં સહુ માનવોથી!" ૨૯

સુરાવલિ કોકિલની હજૂ ના
શમી, વિરામી હજુ ઝંખના ના
સુણાવવા સાદ જગજ્જનોને
વસંતના ને, સખિ,–તાહરા યે! ૩૦

સુતેલ, રોધેલ, સુકેલ, સૌના
ફરી ઉર–સ્રોત વહાવવાના
અતૃપ્ત તારી રસવાસનાના
અનંગ દેખું ભમતા ઉમંગ! ૩૧

• દ્રુતવિલંબિત •

કુસુમનાં દલનાં વસનો ત્યજી
અવનિઆભ ભરે રસસૌરભ :
અણઝીલ્યાં ઉરતૃપ્તિનિમંત્રણો
વિતરતી સરતી તવ વાસના ! ૩૨

અનુષ્ટુપ

ઝીલાઓ વા ન ઝીલાઓ નોતરાં રસ રાજનાં;
હું તો ભાંગ્યોતુટયો સાદ તારી સાથે, સખિ, પુરું ! ૩૩

મહાસંગીતગંગામાં આપણા સુરદીવડા :
તરો વા એ, ડુબો વા એ: છેડાછેડી બની રહો ! ૩૪

૧૩-૬-૩૩



(હરિણી)

સ્મરણ, સજની, અદ્યાપિ તે જુની જનમાષ્ટમી :
ગગન ઘનથી ઘેરાયું’તું, ઝબૂકતી દામિની;
ચિરવિરહીઓ આલિંગે ને સુખોય ખમાય ના,
ઉરપુર ભીંજે આંખો: તેવી ભીંજાતી’તી યામિની ! ૩૫

અનિલ લહરો ઠંડી તાજી ધીમી મધુરી ભીની,
રુચિર સુખદ સ્પર્શે પ્રેરી, સખિ, પુલકાવલિ,
ઉભય ઉરને પ્રેમોન્માદે ચડાવી, સમાધિમાં
વિલીન કરતી લ્હેરાતી’તી રતિસુખોચ્છ્વાસ શી ! ૩૬

કર કર ગુંથી, નેણે નેણાં ઘડીક પરોવીને,
ઉભય હૃદયે એ ર્કોમિની ગતિ ગણતાં હતાં;
ઘડિક નયનો મીંચી, ઢાળી કપોલ કપોલમાં
પ્રણય-મુરલી-મીઠાં ગાનો, સખિ, સુણતાં હતાં ! ૩૭

રજતનયના પ્રાદુર્ભાવે પુનીત ઘડી હતી:
ઘર સહુ સુનાં, મંદિરોમાં ભરાતી'તી મેદિની
પ્રણય-ઈશની ઝાંખી કાજે; ગૃહે, સખિ આપણે
પ્રણયપૂરના હિલ્લોલોની ખુમારીમંહિ હતાં ૩૮

દશ વરસનાં વ્હાણાં વાયાં, છતાં હજુ ચુમ્બનો
વદન પરથી ના સુકાયાં, ન અંતરથી સર્યાં:
સ્મરણસ્પરશે રોમાંચોની સમાધિ સધાય છે:
હૃદય-ધબકો તે રાત્રિની હજુ સંભળાય છે ! ૩૯

નજર ઘુમવી ચારે બાજુ, સુનું સહુ દેખીને
મુજ નયનમાં તેં દૃષ્ટિને ફેરી, સખિ, નાંગરી;
હસી પડી પછી ને બોલી તું,-હજુ પણ વેણ એ
હૃદય તરતાં-નિદ્રામાંહિ તરે જયમ સોણલાં ! ૪૦

"અબુઝ અમથાં ખોબાંવાંસે સદા અથડાય છે;
ઘર સહુ સુનાં ને શેરીમાં ભીડાભીડ થાય છે.
પ્રભુ પ્રગટશે મંદિરોમાં-અને ઘરમાં કલિ !
પ્રણયપતિની પૂજા શીખી ભલી જનમંડલિ ! ૪૧

મુરલી અરથે મારામારી, તમા નવ ગીતની:
જનમ ઉજવે પ્રેમીનો ને પિછાણ ન પ્રીતની !

ઘરઘર તણી કુંજો સૂની: શમ્યા રસના સુરો:
કશું નિરખશે મંદિરે જ્યાં શ્મશાન બન્યાં ઉરો! ૪૬

હરિહૃદયના પ્રીતિકમ્પો ઉરે ઉરમાં સ્ફુરે:
જડ કલકલે ઘેરાયેલા ન તે શ્રવણે ધરે;
પ્રગટ પ્રભુને તાળાં વાસી દશેદિશ ખોળતા,
સુકલ સ્મૃતિના અસ્થિ પૂજી ઉરો અભડાવતા!" ૪૭

સજની, હજુયે તે શબ્દો તો સદૈવ કર્યા કરે
મુજ હૃદયમાં તારી મીઠી સ્મૃતિની પ્રદક્ષિણા:
રમઝટ મચે, આત્મા ડોલે, શરીર સરી પડે:
ફક્ત ઉર બે આલિંગેલાં, સખિ, ધબક્યાં કરે! ૪૮

૨ ૩ ૩૩



- મન્દાક્રાન્તા -

તે દિ' લાગી અધુરી સહસા રોજની મારી ભાષા,
હૈયાવીતી હુબહુ કથવાની બધી ત્યાગી આશા,
ખોયા વાણી વિનિમયથકી રીઝવાના ઉમંગ
જે દિ' સાધ્યો પ્રથમ, સખિ, તેં આત્મમાં શાન્તિભંગ! ૪૯
મેં જીવેલા જીવનમંહિથી તારવી સંઘરેલા,
ને કલ્પેલા જીવનઅરથે ગૂંથીને જાળવેલા
શબ્દો વાક્યો પદસમૂહ ભીંજેલ દારૂ પ્રમાણે
થોડું સૌએ સુસવી શમિયા ભોંઠપે ભગ્ન જાણે! ૫૦

ખેડાયાં તે વિપળમંહિ શાં ભારતો આત્મ મારે:
ઓછું ઝાઝું ઝુઝી શરણુ ફુર્ગો થયા સર્વ તારે!

ના સ્હેવાતાં પ્રલય, સજની, ઘોર નિઃશબ્દતાથી
આવ્યાં તેવા પદ ફગવવા માંડિયા હોઠમાંથી ! ૪૨

શો જાદુ ! એ સકલ જીવતાં મોતીઓ પેર આજે
પ્રોવાઈને, સજની, તુજ કંઠે સગર્વે વિરાજે !

૫-૮-૩૩

તે દિ', વ્હાલી, ખબર હત કે ના ફરી કોઈ વાર
એવી બીજી સુભગ પળ કો ઊગશે જીન્દગીમાં,
કે જે આજે નરી નજરથી માંડ દેખાય ધાર
તે પલ્ટાશે યુગજીવન અંધોળતી જાહ્નવીમાં; ૪૩
તો આત્માના અપ્રગટ બધા કાઢતે દ્રવ્યસાર;
સત્કારોની લગીર ન મણા રાખતે વાનગીમાં;
ને નોતર્ને સકલ જગને ઓચ્છવે હું ધરાર :
ના રે'તે હું જીવનધન અભિનન્દીને ખાનગીમાં ! ૪૪

તું તો આવી નિરવ પગલે, કેમ જાણે લજાતી,
ઢાળ્યાં નેણે, અવર સહુની ઓથ નીચે છુપાતી !
અર્ધોચ્ચાર્યાં વિરલપદ બે એક છાનાં કટાક્ષ
ને બાકી તો મીઠું રસળતી સાડીનાં સ્નેહદાક્ષ ! ૪૫
સાદી સાડી ધવલ, સખિ, ને સાદી રાતી કિનારી :
ઝાઝું જીવો ઉભય પરખી જેથી મેં પ્હેરનારી !

૬-૮-૩૩

# આલબેલ !

• અંજની •

મધરાતે મારી કોટડીએ,
ધીમે પગલે, પ્રેમળ હૈયે,
પ્રકાશના પુષ્પો પાથરતા
પ્રીતમજી આવ્યા !

નેણ ભીડેલાં નિંદર-ભારે
ચુમી પોપચાં પ્રભુ ઉઘાડે;
નવલખ ભાણ ઉગ્યા શું હારે
તુરંગ-અંધારે !

માથે કુંણો કર ફેરવતા,
છોપર બેઠા મીઠું મરકતા;
ધન્ય ઘડી જીવનની કરતાં
નેણે નેણ મળ્યાં !

હું શરમાયોઃ આ ઠેકાણે
તુરંગમાં, વળી તે ય કટાણે,
પ્રભુના સ્વાગત કરૂં કેમ ? કો
પૂજાપો આણે ?

તજી સાદડી બેઠો થાતા
પ્રભુ રોકતા આપી શાતા;
વેરંતા મોતીડાં મુખથી
બોલ્યા બલ-દાતા !

"શું કરવા ઉઠવું છે તારે
થાકેલું જીવન શ્રમભારે
ભલે ઘડી વિસામો લેતું
ઊભું કામ સવારે !

"ઝુરે પ્રાણ મારો તુજ માટે
તેથી, લાડિલા, આ વાટે
પળ મીટ માંડી, આવ્યો તારી
સૂરત પીવાને !

આતમજ્યોતતણા ઝબકારે,
હૈયાના જીવનધબકારે,
પાંપણને કોમલ પલકારે
પ્રીતમ તરવરતો !"

પ્રાણુસખાની સુણી આ વાણી
ડળક ડળક લોચનથી પાણી
લસણાં ગાલ ભીંજવતાં સારાં
રેલાયાં હેતે !

ભુવનપતિનાં નેણ ભીંજાયાં,
નિરખી હતી ના આવી માયા,

વિરાટના વજ્જૅર હૈયામાં
આંસુનું ઝરણું !

ત્યાં પગના પડઘા સંભળાયા,
સંતરીના ઉતર્યાં ઓછાયા,
ભીનાં પોપચાં ચુમી ફરી મુજ
વળ્યા જીવન-રાયા.

અંધારાના પૂર ઉછળ્યા,
વીશ સંતરીસૂર ઉછળ્યા
તુરંગની ને મુજ આતમની
"આલબેલ" દેતા !

૯-૫-૩૫

# ધીરે ધીરે પધારો નાથ !

• મ્હાડ •

મારા લોહના સળીઆ સોંસરા
ધીરે ધીરે પધારો નાથ !

વાટ નિહાળીને નેણુ ઝંખાયાં, હૈયું અધીરૂં થાય,
ઝૂકી ઝૂકી મારી ડોક દુખે, દેવા, જીવ મારો ઘોળાય.

પાંપણુ પાથરી સેજ રચ્યું હું, પ્રાણુપંખે ઢાળું વાય,
નયન જલાવીને આરતી અર્પું, આંસુધારે ધોઉં પાય.

લોહપિંજરમાં ખાતો લથડિયાં કેદી આતમકીર;
જુગજુગના પ્યાસીની પ્યાસ બુઝાવો, પાઈ પ્રીતિના નીર !

ભોગ ન માગું, હું યોગ ન માગું, મુક્તિનું મારે શું કામ!
આપ પધાર્યે લોહ-પિંજર મારૂં થાશે મુક્તિનું ધામ !

ધીરે ધીરે પધારો નાથ
મારા દેહના સળીઆ સોંસરા
ધીરે ધીરે પધારો નાથ !

૧૫ ૫ ૩૨

# આફતનો અવાજ

જળહળતી જગની બજારોમાં માનવમેદની ઠેબાં ખાય;
સ્વેદનીતરતાં માટીના માળખાં આપસમાં અથડાય:

એ ભીડમાં ભાળ્યા ભચડાતા
પ્રભુ ઠેબે ઠેબે ઠેલાતા !

બારણે બારણે હડધૂત થાતા,પડતા આખડતા જાય,
મેલી ફાટેલી એક લંગોટી માંડ કરી સચવાય:

ભૂખે એની કાયા સુકાણી,
પુકારે, "પાણી, પાણી !"

છપ્પનભોગે છલક્યાં મંદિરોના ઘેરા ગુંજે ઘંટનાદ;
આરતીના શંખ આભને ભેદતા ભક્તોને દેતા સાદ:

પ્રભુ એમાં પેસવા ધાયા:
લોખંડી કમાડ ભીડાયાં !

નોબત બજાવો, શિંગી સજાવો, ગજાવો સૌ સામટા સાજ:
ખલકને ખૂણે ખૂણે પુગાડો આફતનો એક અવાજ:

ખાલિક તો ક્યાંક ખોવાણા:
પૂજી રહ્યા, પામર, પાણા !

૨૩ ૫ ૩૨

# હરિનાં લોચનિયાં

• સારંગ •

એક દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં !

પચરંગી ઓચ્છવ ઉજવ્યો'તો અન્નકૂટની વેળા:
ચાંદીની ચાખડીઓએ ચડી ભક્ત થયા'તા ભેળા !
શંખ ઘોરતા, ઘંટ ગુંજતા, ઝાલરું ઝણઝણતી:
શતશગ કંચન આરતી હરિવર-સંમુખ નર્તન્તી.
દરિદ્ર, દુર્બળ, દીન અછૂતો અન્નવિના અડવડતા,
દેવદ્વારની બ્હાર ભટકતા ટુકડા કાજ ટટળતા,

તે દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં !

લગ્નવેદિપાવક પ્રજળ્યો'તો, વિપ્ર વેદ ઉચ્ચરતા,
સાજન મ્હાજન મૂછ મરડતા પોરસફૂલ્યા ફરતા !
જીર્ણ, અજીઠું, પામર, ફીકકું, માનવપ્રેતસમાણું,
કૃપણ કલેવર કોડભર્યું જ્યાં માંડવડે ખડકાણું !
"બ્રાહ્મણવચને સૂરજસાખે" કોમળ કળી ત્યાં આણી:
ભાવિની મનહર પ્રતિમાની જે દિન ઘોર ખોદાણી !

તે દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં !

ભયપથરથરતા ખેડૂત ફરતા શરીફ ડાકુ વીંટાયા:
વરુનાં ધાડાં મૃત ઘેટાંની માંસ-લાલચે ધાયા !
થેલી, ખડિયા, ઝોળી, ત્રિજોરી: સૌ ભરચક્ક ભરાણું:
કાળી મજુરીના કરતલને બે ટંક પુગ્યા ન દાણા !
ધીંગા ઢગલા ધાન્ય તણા સો સુસ્તોમાંહિં તણાણા:
રંક ખેડુનાં રૂધિરે ખરડયાં જે દિન ખળાં ખવાણાં !

તે દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં !

હૂંફાળાં રાજવીભવનોથી મમતઅઘોર નશામાં
ખુદમતલબીયા મુ-ત્સદ્દીઓએ દીધા જુદ્ધ-દદામા !
જલથલનભ સૌ ઘોરઅગનની ઝાળમહિં ઝડપાયા:
માનવી માનવીના ખુન પીવા ધાયા થઈ હડકાયા !
નવસર્જનના સ્વપ્નસંગી ઉર ઉછરંગે ઉભરાણાં:
લખલખ નિર્મલ નવલકિશોરો ખાઈઓમાં ખોવાણા !

તે દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં !

ખિલું ખિલું કરતાં માસુમ ગુલ સુમ શિક્ષકને સોંપાણાં
કારાગાર સમી શાળાના કાઠ ઉપર ખડકાણાં !

વસંત વર્ષા ગ્રીષ્મ શરદના ભેદ બધાય ભૂલાણા:
જીવનમોદ તણા લઘુતમમાં પ્રગતિપદ છેદાણા!
હર્ષઝરણ લાખો હૈયાનાં ઝબક્યાં ત્યાંજ ઝલાણાં:
લાખ ગુલાબી સ્મિત ભાવિના વણવિકસ્યાંજ સૂકાણાં:

તે દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં!

૩૦ ૫ ૩૩

# પ્રિયનયનમાં

• હરિણી •

પ્રિયનયનમાં મેં શું જોયું? કલા સકલાત્મની.
પ્રિય હૃદયમાં મેં શું ખોયું? સીમા મુજ આત્મની!
પ્રિયનયનમાં મેં શું જાણ્યું? ન વાંઝણી વેદના.
પ્રિયહૃદયમાં મેં શું માણ્યું? નિવેદ અભેદના.
પ્રિયનયનમાં મેં શું વાંચ્યું? તર્યા, નર જે ઝુર્યા.
પ્રિયહૃદયમાં મેં શું યાચ્યું? ઝુરૂં: ચહું ના દયા.
પ્રિયનયનમાં મેં શું પ્રીછ્યું? યુગોયુગની વ્યથા.
પ્રિયહૃદયમાં મેં શું ઇચ્છ્યું? સમર્પણ સર્વથા.
પ્રિયનયનમાં મેં શું પીધું? પિછાણ પુરાણી કૈં.
પ્રિયહૃદયમાં મેં શું દીધું? અબોલ નિશાની કૈં.
પ્રિયનયનમાં શું આરાધ્યું? પરાત્પર પ્રાણ મેં.
પ્રિયહૃદયમાં શું શું સાધ્યું? નવીન વિધાન મેં.

પ્રિયનયનમાં મેં જે દીઠું, દીઠું બહુએ હશે:
પ્રિયહૃદયમાં મેં જે વેઠ્યું, લહ્યું વિરલે હશે!

૧૭-૮-૩૨

# સંકલ્પ

• શિખરિણી •

નથી હું તારો ને તું નવ બનજે મારી કદિ યે;
નથી બંધાવું ને, સખિ, નવ તને બાંધુ કદિ યે.
મને બેડી ભારી વસમી નિજ લાગે હુંપદની,
ઉમેરૂં ક્યાં તેમાં નવીન કડી પાછી મમતની!
રખે માની લેતી મુજ હૃદયની આગ ઠરી છે,
અને તાલાવેલી તુજ મિલનમાટેની મરી છે:
હતો તેવો હું છું: થનગનતી છે એજ લગની,
હજુ યે એ જુનો જલવી જલતો પ્રેમઅગની!

પરંતુ તું મારી બની કરી રખે તું જ ન રહે
અને शान्तं पापम्
અને એવું થાતાં મુજ દિલ તને, વ્હાલી! ન ચહે!
હશે આ ભીતિ તે ફક્ત મુજ હૈયાની ભ્રમણા,
છતાં મેં તો વાળ્યો જીવનવ્રતસંકલ્પ મનમાં:
તું મારે ધ્રુ જેવી, રહિશ હું ય સપ્તર્ષિ સરિખો:
તું પે માંડી નેણાં સતત, સખિ, અસ્પૃશ્ય ફરતો!

૧૮-૮-૩૨

# ઉદ્બોધન !

· પૃથ્વી ·

અરાજક થયું પુનઃ જગત; દેવ, જાગો હવે.
હણ્યા અસુર જે તમે, અવતરી ફરી તે બધા
નવીન યુગની કળા શિખી, સજાવી શસ્ત્રાસ્ત્ર ને
બન્યા વધુ અધૃષ્ય ને, અદય ઘોર હિંસામહિં!

હવે નવ ફળે કશું ફક્ત કંસ ઉચ્છેદતાં:
અનેક જુજવાં રૂપો ધરી અતીવ પ્રચ્છન્ન તે
સહસ્રશત બાહુથી મનુજવંશ ઉદ્ધ્વંસતો.
ગુલામ હળખેડુનાં જીવન રક્ત ચૂસી ચૂસી
કરી નિજ શરીરને પ્રબળ મત્ત પાડા સમું
ઘુમે નફ્ટ નાગડો વિષયના અખાડામહિં.

જીવે શ્રમજીવી બધા અધમ કંસ રીઝાવવા;
યદિ રીઝવી ના શકે, નવ રહે બિચારાતણું
મસાણવણ ઠામ કો બઘડી શાન્ત વિશ્રાન્તિનું.
નથી જીવનમાં રહ્યો રસ.
કદાચ મૃત્યુમહિં
વિમોચન થતું હશે દુ:ખની શૃંખલાઓ તણું.
પરંતુ નવ તે ય છે સુકર, ક્ષમ્ય વા, ન્યાય્ય વા,
–શું કંસ નિજ દાસને કદી ચહે ગુમાવા, પ્રભો!
કરાલ યમદંષ્ટ્રથી અધિક કાનુનો કંસના!
નિમંત્રણ ય મોતને શ્રમજીવી દઇ ના શકે–.

તમે અનુભવ્યાં, પ્રભો, જીવન ગોપગોપીતણાં
અને ધરણી–ધેનુના રસની ગોરસી માણી છે.
હતાં સરલચિત્ત ને સબલદેહ ગોપાલ સૌ:
કર્યો ભ્રમ કવિજને: અવતર્યા જ વૃન્દાવને
તજી અમરપુરીને સુર શું આપસંગે બધા!

હવે રસની છોળ ક્યાં? અવનિઉરનાં ક્યાં અમી?
શમ્યાં સ્મરણશેષ મંગલ ઉષા તણા સ્વપ્ન શાં!
ઉડી સુરખી ગાલની, નયનવીજ ઝાંખી પડી,
છટા લટકચાલની લડથડી, પ્રભો, આત્મની
બુઝાઇ ચિનગારીને ભસમ ટાઢી યે થૈ ગઇ!

અને અધમ કંસનાં કરતુતોની કાળાશથી
તુરંગ બની ભૂમિ આ સુર ઉછંગ જેને રમ્યા.
દિગન્ત નિજ નાદથી ડુલવતું ઘુમ્યું ગાંડિવ
કલંકિત ત્યંહિ ધજા ફરફરે ગુલામી તણી!
અને જગપ્રજા શિખી જયંહિથી યોગકર્મણ્યતા
બની અલસ દીન તે તમસ ઘોર ગર્તે ડુબી!

પ્રભો, નવ શું સાંભરે, યવનત્રાસને ખાળવા
સુહાગી મથુરા તજી જઇ સુરાષ્ટ્ર ડેરા દીધા,
યુગોથી મુચકુન્દ જે–ભરત ખંડના પ્રાણ શો–
–સકલ–લોક–આત્મા સમો–
ઉતારી નિજ શક્તિને નિંદરઘેન ઘોરી રહ્યો,
જગાડી પ્રભુ તેહને–કુશળ નીતિવેત્તા તમે–
કરાવી દીધી ભેટ, ને યવન ખાખ થૈ ને ટળ્યો!

ફરીથી મુચકુન્દ એ નિજ સમેટી સૌ શક્તિઓ

અકર્મ ગતિશૂન્ય થૈ સરી પડ્યો રસાતાલમાં !
અરક્ષ શત દ્વારથી પ્રલયતીડતૂફાન શાં
ચડ્યાં યવનઝુંડ ને મુલકહીર સોસી રહ્યાં !
અનન્ત, પ્રભુ, ભારતી ભરતી ધાડપાડુ તણી,
દુરન્ત દુઃખદાયિની લહર દેશદુર્ભાગ્યની:
અખૂટ પણ ખૂટશે : ન બચશે શું એકકે કણી !

નહિ, પ્રભુ, નહિ બને અમરભોમ પ્રાચીન આ
પુરાતન વિભૂતિના જરજરીત ખંડેર શી !
ઉઠે જ મુચકુન્દ જો હજુય આશ ઉદ્ધારની:
પરંતુ નવ અન્ય કો તમવિના જગાડી શકે.

તમે કહ્યું’તુ, દેવ, કે,
“ફરકશે ધરાચોકમાં
નિલજ્જ ધ્વજ પાપનો મનુજરક્તરંગાયલો:
અને દળ અસુરના શ્રમજીવી પ્રજાને છુંદી
ધરારધણી વિશ્વના બની ફુલાઇ જ્યારે જશે:
ધરીશ અવતાર હું ધરણીભાર ઉતારવા !”

પ્રભો, સમય એ હવે: પ્રગટ સદ્ય થાઓ અને
દીધેલ અમીકોલ તે પુરણ પાળી જાઓ તમે.

સુણો નિરવ રોદણાં રુધિરબિન્દુબિન્દુ રડે
અને રુદનસૂરમાં સમરઘોર હાકા પડે !

અમે થનગની રહ્યા મરણમાંડવે ખેલવા,
જમાવી રણથંભને અસુરકેતુ ઉન્મૂલવા !
નથી સમરનેતૃ કો રથી મહારથીને ગુંથી

સુકાન બની સૈન્યનું રણસમુદ્ર ખેડી શકે !
સુસજ્જ અમ સૈન્ય છે ફક્ત પ્રાર્થના આટલી,
તમે, પ્રભુજી, ઉતરો પ્રગટ પાર્થના સારથિ !
સુતેલ મુચકુન્દ તે તવ પુરાણ શંખધ્વનિ
સુણી ઉઠી છલંગથી ઝુકવશે મહાભારતે
અને અસુરસંઘઅંતર ભયાર્ત કંપાવશે !
છુટી કરકરોડથી પ્રલયવીજચિન્ગારીઓ
સડેલ જગતંત્રમાં સુભગ આગ દેશે ફુંકી !

પછી નહિ ગુલામ કો,' નહિજ માલિકો કો હશે;
પરંતુ સમતાતણો વિરલ યોગ કો ખીલશે !
ફરી સુરખી ગાલમાં, નયન દામિની નાચશે,
અને કદમમાં જનો જીવન જોમ ઝૂલાવશે;
વસંત નવ સૃષ્ટિમાં, શરદ દૃષ્ટિમાં ડોલશે,
અને પ્રકૃતિઉરથી અમૃતકેરી વૃષ્ટિ થશે !

પુરાણ જગભસ્મથી નવવિધાન થાશે, પ્રભો.

પછી લલિત બંસરી અધર ધારીને છેડજો
અને જગ ઉતારજો રસનિમંત્રણો પાઠવી
સનાતન શ્રી રાધિકા, સુભગગોપગોપાંગના :
હતી સુહૃદમંડલિ રસિક જેહ વૃન્દાવને !

ભલે જગત માણતું અજબ ધૂમ એ રાસની :
અમેય પ્રભુ બે ઘડી અલખધૂનમાં મ્હાલશું !

૨૨-૮-૩૨

# પધારો પ્રલયાનલ

ખંડસ્રગ્ધરા-વસંતતિલકા-ઉપજાતિ-અનુષ્ટુપ

આત્માની યજ્ઞવેદી, ઇન્ધણાં ઊર્મિઓનાં
પ્રારબ્ધાગ્નિશિખાઓ, કાળવાયુ નિસાસા,
હૈયાની આહુતિ ને અશ્રુના આજ્ય મોંઘાં:
આજે સંહારસત્રે નવજીવનતણી પામું દૌર્ભાગ્યદીક્ષા!

એ ભસ્મનું તિલક ભાલ લગાવી ભદ્ર
પ્રસ્થાનનાં સમુરતાં શુભ હું લઇશ:
શું ભદ્ર? ને વળી અભદ્ર શું? એની વ્યાખ્યા
સાચી કદાપિ જન અંતર ઉતરી છે?

વિરાટ નાશે નવ સર્જનોની
પદાવલિ મંગલ કો પિછાણે?
કરાલ કાલાનલ-ભીષ્મ-હોઠે
ઉષા તણાં ચુમ્બન કોણ માણે?

પ્રાણના કેલિકુંજોમાં પધારો પ્રલયાનલ:
મન્વન્તરો થયાં, દેવ, આપણે વિખુટા પડ્યા!

૧-૯-૩૨

# પરાજય! પુગ્યો! ભલે!

• પૃથ્વી •

પરાજય ! પુગ્યો ! ભલે ! હૃદય ચાંપીશું, બાપલા !
ભર્યાં ઉર ઉઘાડીને સજળ અર્ઘ્ય દેશું તને !
તું દૂત પ્રભુ–પાઠવ્યો કુશળશબ્દવાહિ, મીઠા !
પધાર, અમ આત્મમાં ઉતર, ભાખ સંદેશ શા !
ભયાવહ તું–રૂપની કપરી કલ્પના માત્રથી
છળી, બળ નિજાત્મનું પળસંહિ ખુવે માનવો :
પિછાન કશી તેમને તુજ સ્વરૂપની ? અંધ ના
શકે નિરખી શ્રેય અંતર વિરાજતાં તાહરે !

"પરાજય અમંગલ !" બ્હીકણ માનવોએ સુણી :
પરાપુરવની કથા વણવિવેક ઝીલી લીધી !
ન હિમ્મત કરી કદી હૃદય તારૂં પીછાણવા;
ન વા નજર ઠેરવી અધુરી ઝાંખી યે પામવા !
સ્વીકાર પ્રણતિ, પ્રિય, તું પ્રભુપ્રેમપાર્ષદપદે
જટિલ અમ વાટમાં જળહળાટ જ્યોતિ ઝગ્યાં !"

૧૫-૧૦-૩૨

# બેચાર દિલ

ચમનમાં વીણતાં ફુલડાં કદી કાંટા ય વાગે છે:
પરંતુ કંટકોના વનમંહિ ફુલડાં કદી દીઠાં!
અમર કવિઓતણા રસલોકમાં પણ ક્યાંક રણવેળુ:
શીળાં રસધામ રેગિસ્તાનની આગે કદી દીઠાં! ૪

છુપેલા દેવડેરામાં અસુર મેલા વસેલા હો:
અસુરમેલાણમાં દેવો તણાં થાણાં કદી દીઠાં!
ભર્યાં સૌન્દર્ય વનમાં યે હશે અળખામણાં સ્થાનો:
કુરુપઆગારમાં દિદાર હુસ્નોના કદી દીઠાં! ૮

હિમાચલમાં પરમહંસો વસે પણ પામરો યે છે:
નરકના પાતકીઓમાં પતિતપાવન કદી દીઠાં!
હૃદય-રત્નાકરે સંતોતણા યે શંખ ને છીપલાં:
અજામિલને ઉરે ભંડાર પુણ્યોના કદી દીઠા! ૧૨

જમાનામાં ન જોયાં'તાં જગતના મુક્ત મેદાને:
ઘડીમાં જેલની દિવાલમાં બેચાર દિલ દીઠાં!

૨૫-૧૦-૩૨

# યાચના

- મન્દાક્રાન્તા -

છૂટાં થાતાં ઘડી અધઘડી ઉરનાં દ્વાર ખોલી,
સંસારીની સ્થિર મતિ તણા સંયમો સર્વ ભૂલી,
સ્વેચ્છાએ જે હૃદયફુરતી પાળ દુર્ભેદ્ય બાંધી
તેને તોડી ઝુકવી વહશું પ્રીતીના પૂરમાંહિ !–
ધાર્યું'તું મેં; પણ હૃદયમાં કોણ જાણે કયહાંથી
ફૂટી આજે અણચિંતવી આ દુષ્ટ લાજાળ વૃત્તિ !
ના એની છે મુજ હૃદયને નામનીયે પિછાન
ને તેથી એ વિકળ બનીને વીસર્યું આત્મભાન ! ૮

કંઠે બાઝી અધરદળને ચુમ્બવાની મઝાને,
પ્રીતિપ્રેર્યા પ્રણયિ–ઉરના ગાઢ આલિંગવાને
સૌ જાણે છે : પણ સ્વજનની આખરી ભેટ લેતાં
આઘે ઉભી નયનજળને રોકતાં કોક જાણે !
એવાઓને દરગુજરનું દાન દેવું ઘટે છે :
એવાઓના હૃદયજખમો શું કદાપિ મટે છે ? ૧૪

૨૫-૧૦-૩૨

# પ્રતીક્ષા

- મન્દાક્રાન્તા -

ઝાંખાં નેણાં, અપરુપ છવિ, જીર્ણ બેડોળ ગાત્ર,
વાણી લુખ્ખી, ખડબચડી ને તોતડી હાસ્યપાત્ર,
બુઠ્ઠી બુદ્ધિ, વિષયવમળે દીન હૈયું ઘુમે છે:
અર્પું શું હું પ્રભુ તું-ચરણે ? કાંઇ મારી કને છે ? ૪

સુણ્યું મેં કે કુબડી હતી કો આપની ભક્ત ખાસ;
ને ઝાંખા યે ચખ વગરનો કો હતો સૂરદાસ;
બુદ્ધિ તો શેં મુજ અબુઝથી કોઇની યે મપાય:
જાણ્યામાં તો નરસિંહતણું ત્યાં ન લેખું ય થાય ! ૮

પાપાચારી મશહુર હતો કો અજામિલ એક;
વાગૈશ્વર્યે વિરહિત હતા ભક્ત મોટા અનેક:
રંકો પામે ધરપત દિલે રંક ઉત્કર્ષ ભાળી:
પંકે પંકે કમળ ન ખિલે ત્હોય આશા રસાળી ! ૧૨

બાપુ ! એવી બિનસબબની આશથી આપ સામે
ઠાલે હાથે વિનત વદને વાટ જોતો ઉભો છું !

૧-૧-૩૪

# છેલ્લાં લંગર

- શિખરિણી -

મહા પાપોના શું અતળ-ઉર પાતાળ ચીરીને
પ્રભો, ઊઠ્યા આજે મુજ હૃદયમાં સંશય તણા
બલી ઝંઝાવાતો વિષમ ચકરાવે સુસવતા:
જુની શ્રદ્ધાના યે સબળ સઢ મારા તરફડે ! ૪

ઘણાં તોફાનોનાં જીરવી જીરવી વારિ વસમાં
કુવાથંભો મારા, પુરવજ દીધા, વજ્ર સરિખા
બન્યા: તે યે આજે વિસરી નિજની બિરુદ કથા
સુઠે મંત્રેલા શા કલમલઠ પેઠે ધુણી રહ્યા ! ૮

વિનષ્ટિનાં હાલાં ઘુઘવી ગરજે કાળ-ઉદધિ:
પ્રવાહી થૈ જાણે હિમગિરિતણી માળ ઉછળે-
ખીજાઈને જાણે અયુતફણકો વ્યાળ ફુંફવે-
લીધી કે લેશે આ જીવનતરણી મારી ક્ષણમાં ! ૧૨

હવે તો હું, દેવા,
નકામા સુકાને ડગમગ થતો હાથ મુકીને
ધ્રુજંતો બેઠો છું,
તુંમાં નાંખી છેલ્લાં નયનયુગનાં લંગર, પ્રભો !

૭-૧-૩૩

# વીરા, શું જીન્દગાની-

-સ્રગ્ધરા-

વીરા, શું જીન્દગાની, દિવસનું રળીને ઓડકારા કરંતાં,
દાદાની શીળી છાંયે, ગૃહશગડીહુંફે, ભાંડુનાં ઝૂમખામાં,
વીતેલા ઓરિયાના ફરી ફરી સ્ફુરતા લ્હાણુસંભારણાંથી
જામેલી ગોઠડીના રસ–રસબસતા સ્રોતકિલ્લોલમાં, ને
અંગો સંકોડી બેઠી, લગરિક તરીને દૂર, મીંઢોળબંધી
ઢાંકી પાનેતરેથી કનકવલિપ્રભા દેહની, તેહના બે,
આછેરા ઘૂમટામાં ચકળવકળતા, નેણલાં નેહભીનાં
આંખોના ચોરખૂણા ઉંચકી ઉંચકીને તાકવામાં જ જાશે! ૮

બારો આવી જરા જો, સુકલ શિશિરનો સૂસવે ઘોર સોપો,
ને ચોપાસેથી ઉઠે, રુધિરથીજવતી કારમી કાળ ચીસ!
વાળીને ટૂંટીયા ને ભુખથી સળગતાં કાળજાંઓ ભીંસીને
વીરા, પોઢયાં મ્હેણે જો, નગન ધરણ પે ભાંડુ તારા કરોડો:
ના સાથી, સાંઇ ના કો, ન સગું, ન શરણું; તેમને ફક્ત એક
માથે છે આસમાં ને વધુનયનજડેલો નીચે તું જવાન! ૧૪

૯-૧-૩૩

# વિચિકિત્સા

- સ્રગ્ધરા -

કોટિ સંવત્સરોની સતતગતિ સમુત્ક્રાન્તિની આખરે કો
સર્જાશે એક પૂર્ણ પુરુષપ્રવર; તે જો કદી ભૂતકાળે
દૃષ્ટિ વીન્ધન્તી ફેંકી, નિજ ઘડતરના ગ્રન્થ ઉખેળી જોશે,
ને તેના શોણિતેથી, નયનજલ અને સ્વેદથી, સિક્ત ખંડો
થોડા યે વાંચશે, તો પદપદ પ્રગટીને કરોડો નિસાસા
ને અબ્જો ડૂસકાંના, જુગજુની કબરો ફોડીને ફૂટતા શા,
ચોકારા ઘોર, તેની સબળ રગરગોને ય દેશે ધ્રુજાવી:
ને રોકાશે ન રોક્યા ચખભણી ધસતા તેહનાં આંસુ-સ્રોત ૮

આહા! શું પૂર્ણતાના અવર પથ નહિ હોય નિર્દોષ સ્હેલા,
કિલ્લોલે હર્ષના ને રુમઝુમ સુખનાં મુક્ત હાસ્યે ભરેલા?
લાખો હૈયાં સ્ફુરન્તાં વિહગશિશુસમાં જીવનોલ્લાસઆશે
ના તે રેંસ્યાં વિના શું મનુજપ્રગતિની કૂચનો માર્ગ થાશે?
ના છે શું કો વિધાતા? હૃદય જ અથવા તેહનું છે કઠોર!
કે શું સંહાર-હાર્દે અસથકી અદીઠી પ્રેમની છે કટોરી? ૧૪

૧૦-૧-૩૩

# ગુર્જરી કુંજો સૂની નથી !

· મરાઠી સાખી ·

ગુર્જરીકુંજો સૂની નથી હજુ કોયલ બુલબુલ બોલે;
મેઘધનુષ્યની કલા સજાવી મત્ત મયૂરગણુ ડોલે:

મદકલ કોમલ કિલ્લોલે
કવિનાં અંતર હિંડોલે !

રુપના સાગર નથી સુકાયા, ઓસરી ના ઉરભરતી:
ઘરઆંગણિયાં, ગામસીમાડા, પુરપથ પર તરવરતી

કવિઉરમાં સરતી:
રસની આરતી ઉતરતી !

ધીંગાણુાંના ઢોલ બજે, હજુ સિન્ધુડાના સૂરો:
કડાઝૂડ આખડતા અડિખમ હજુ બંકા બહાદુરો:

નિહાળી ફુલે કવિ–ઉરો
ગુણુાળી ગુર્જરીના વીરો !

હજુ મેઘાચ્છાદિત ગિરિનારે સન્તજનોના ડેરા!
ને ભજનોની રમઝટથી હજુ ગાજે ગુર્જરી–ચોરા:

હજુ હાજર હજુરા:
અમારાં નરસૈં ને મીરાં !

૧૦-૩-૩૩

# ચાલ !

સૌન્દર્યબાગને, કિશોરઅનુરાગને
ઘડી અધઘડી, ચાર, નિરાંતે પિછાણી લે;
કળીઓ લાજાળ ઝુલે, આજ ખીલી, કાલ ખીલે,
રસના રહસ્યસાર તે પહેલાં જાણી લે; ૪
રવિનો પ્રચંડ તાપ, ઉષાના અધરગુલાબ
અબઘડી સુકાવશે: લગારવાર માણી લે;
શાસ્ત્રો અનંત કાલ! યૌવન ચાલે છે હાલ:
તત્ત્વઠ્ઠંપણાનું, ચાલ, ત્યાં લગી તો પાણી લે ! ૮

ઘરના ધબૂચલામાં ગોંધાવા જીન્દગી છે;
પૃથ્વીને પાટલે આઝાદ હાલ ભમી લે;
રુમઝુમ ઝરણાને તીર, સાવજ ગાજન્ત ગીર;
યૌવન લ્હેરાયે, વીર, ત્યાંલગી ઝઝૂમી લે; ૧૨

ડહાપણના સિન્ધુઓને ડોળવા અપાર આયુ
મૂર્ખતાના મેઘમાં બેચાર દિન ઘૂમી લે;
કરચલી પડે કપાલ, મોભી બનજે મવાલ,
રસજહાલ હાલ બની હઝાર હોઠ ચૂમી લે ! ૧૬

૧૦-૩-૩૩

# મધુરતા જ ઉરે રહો!

• પૃથ્વી •

ઘડીક નિરખું તને, મધુર સાદ તારો સુણું,
વિવેક વિસરી, પ્રભો, ઘડીક બાથ ભીડું તને!
ઘડી તવ સહાયમાં સૃજનશિલ્પી માની મને
રચી ભુવન મંડલો ગગનગોળમાંહિ વીંઝું!
ઘડીક વળી ભાસતું: ન હતું વિશ્વ આ જ્યાહરે
તું ને હું જ હતા, પ્રભો, સૃજનસ્વપ્ન આલેખતા;
અને પ્રિતમ, તેં હજુ કહ્યું'તું કાલ જાણે મને:
"કરો શુભ સમૂરતાં નવવિધાનનાં આપણે!"

વળી ઘડીક અન્તરે વસમી દીનતા ઉભરે
અને અફળ પ્રશ્ન એક ઉરદંશ દીધા કરે:
"અનંત ભુવનો તણી સરજી ભૂલભૂલામણી
કયા સ્ખલનની સજા નજરકેદ દીધી, ધણી!"
ન સત્ય દીસતું મને, અગર એ ય આભાસ હો;
સદા પ્રથમ ભાસની મધુરતા જ ઉરે રહો!

૧૮-૩-૩૩

# સ્મિત, સખિ, તવ જગજૂનું !

• અંજનિ •

પ્રણયદીપશિખસમ ફરફરતું,
રતિપતિકેરી આરતી કરતું,
રુમઝુમ અધરે નૃત્ય જગવતું
સ્મિત તવ જગજૂનું ! ૧

પ્રભુ જાણે પ્રગટ્યું એ ક્યારે,
કાલતણે પ્રાચીન કિનારે,
ઋષિમુનિઓને આશ્રમદ્વારે
સ્મિત તવ જગજૂનું ! ૨

કણ્વાશ્રમકુંજે ત ર વ ર તું ,
વનલીલાઅંગુલિએ ફરતું,
શકુન્તલાધર ગુઝવટ કરતું
સ્મિત તવ જગજૂનું ! ૩

ઉર્વશીઅધરે મદડોલન્તું,
પ્રણયવિલાસપદો બોલન્તું,
અવધૂતોના ઉર ખોલન્તું
સ્મિત તવ જગજૂનું ! ૪

કાલિન્દીતટ વૃન્દાવનમાં
રાધારમણ તણા ચુમ્બનમાં
પુનીત બની પ્રસર્યું ભુવનમાં
સ્મિત તવ જગજૂનું ! ૫

માલતી દમયંતી મહાશ્વેતા
વિધવિધ રસઆસ્વાદો લેતાં
અનંત અધરે આવ્યું વ્હેતાં
સ્મિત તવ જગજૂનું ! ૬

અધરનિમંત્રણ સુણું તવ બાલે,
પણ, ચૂમું ન ચૂમું, ત્યાં આ લે,
ચિર સૂતાં મુજ સ્મરણ જગાડે
સ્મિત તવ જગજૂનું ! ૭

અધર કિશોર અલિ, તવ સાચે,
પણ સ્મિત તો પ્રાચીન વિરાજે–
આદિપ્રણયી હું સ્મિત ચુમું આજે:
અધર નવા કાજે ! ૮

૧૮-૩-૩૩

# ગર્વ તું ગુર્જરી તણો!

: અનુષ્ટુપ, વસંતતિલિકા, મન્દાક્રાન્તા, વંશસ્થ, સ્ત્રગ્ધરા :

"આજે નાથ સભામાંહિ, મારા સમ, જશો નહિ:
પાકે પાયે સુણ્યું છે મેં લાઠીચાર્જ નકી થશે!"

"હા હા, ગગા, વહુ બિચારી ખરૂં કહે છે,
પીટચા સિપાહી અવળું સવળું જ ઠોકે:
તું બાળ: આ સમય છે સુખ માણવાનો
લાગ્યું તને નવીન આ વળી વેન ક્યાંથી!"

"બા,બા, આવું શું બોલો છો, ને તું યે સુણ, ગાગલી,
મ્હોં દેખાડયા વિના આજે ચાલે એમ નથી, અલી!
નેતા લેખે મને લોકો જીવતી ગામશાળ શો:
પરંતુ મારની બીક લગીરે ય મ રાખશો!
સભામાંહિ અમે નીચે કદાપિ બેસતા નથી:
ને પોલિસ ન છેડે, બા, સ્ટેજોના શણગારને!

માટે રાખી 'ધીરજ લગરી' આજ જાવા મને દો,
વાળુ પ્હેલાં વળીશ, પછી તો માર્ગ કાઢીશ કોઇ:
આજે પ્હેલી મિટિંગ મહિં જો હાજરી ના ભરૂં તો
લોકો કહેશે, 'નથુ ડરી ગયો': નાક જાશે કપાઇ!"

"ભલે સંભાળીને ત્યારે જા, વ્હેલો આવજે, ગગા !
જોજે હોં, બેસજે સ્ટેજે જોઇને ઠાવકી જગા !
હું ને વ્હૌ બારણે ઉભી તારી વાટ નિહાળશું :
પછી સાથે જમીશું સૌ : બટાટાતણું શાક છે !"

ગગો ગયો : બા–વહુ બારીએ ઉભાં :
અને બટાટા સુસવે ચુલે ચડયાં !
કહ્યું સભાએ કરી નાદ તાળીના
"નથુ જુઓ સ્ટેજ પરે, ખરો નર !"

ત્યાં તો હાકા સુણાયા: 'પુલિસ, પુલિસ,' ને 'લાઠી! ભાલા! સવારો!'!
"ગોળીઓ ચાલશે !" ને "અબ ઘડી પુગશે તોપ મોટી પચાશ!"
એકે સ્ટેજેથી ઉઠી કહ્યું, "પ્રભુસ્મરતાં શાન્તિથી બેસજો સૌ"!
કો' કોનું સાંભળે ના, લઘરવઘર સૌ આમ ને તેમ ન્હાસે.

"સ્ટેજે બેઠેલ પોતાને ગિરફ્તાર ગણો સહુ,"
સાર્જન્ટે હુકમ છોડયો ને નથુને શાક સાંભર્યું !

તેની બાને બગલી તણી બા: બારીએ બેઝી બેયે
બબ્બે વર્ષો દિનદિન ગણી વાટ જોઇ ગગાની !
તેનું વ્હાલું વિરહઅગને ધાન જેવું ગયું થૈ
ચૂલાસાથે સુસવી સુસવીને બટાટાનું શાક !

પરંતુ માર ના ખાધી, ને કપાવી ન નાસિકા !
ધન્ય, ધન્ય, ગગા નથ્થુ ! ગર્વ તું ગુર્જરીતણો !

૨૬-૩-૩૩

# પ્રીતિ સ્પર્શ

- રથોદ્ધતા -

પ્રીતિસ્પર્શઅમીના રસાયને
પંકમાંથી કમલો રચે પ્રભુ;
થાય પ્રાણધરધાન્યવાહિની
વિશ્વવાન્ત મળથી વસુન્ધરા;
સન્તપ્રાર્થ્ય પ્રભુના પ્રસાદ શા
બોર ઘેલી શબરીતણા બન્યા;
ઝંખતી રહી સદા વ્રજાંગના,
નાચિયો કુબડીની હથેલીમાં !

નાથ, એક કરુણાકટાક્ષથી
પાપપુંજ સળગી જતા, અને
આત્મજંગલ અજામિલો ઉઠી
ભાળી દિવ્ય નિજરૂપ લાજતા !
આપના અધમને, દયાઘન,
માનવો જ તરછોડતા ફક્ત !

૨૭-૩-૩૩

# હું ને બા કાબાની!

• અંજની •

આછા ઘુંઘટમાં તગતગતા
દીવડા બે ઝીણા ઝગમગતા
દેખી દિલ મુનિવરના ડગતા
શી ગણના મારી ! ૧

મુખ મરક્યું ને હૈયું ચીરાયું,
અધર કિનારે અમૃત પાયું:
મુજ શ્રવણે ચડી ગેબે ગાયું:
"સુકૃત કાલાન્તરનું" ૨

આલિંગન પહેલું જવ માણ્યું,
જીવનજાદુ પ્રત્યક્ષ પીછાણ્યું,
સાથેસાથ અમે અનુમાન્યું:
વેંતમહિ વૈકુંઠ ! ૩

સુખનાં સ્વર્ગ અમે સરજાવ્યાં
કાબે આવી કળશ ચડાવ્યા:
જાણ્યું જગમાં અમે જ ફાવ્યાં:
હું ને બા એની ૪

કાબો મીઠુ બાબુ નાનુ
કેસુ ચંદુ, લીલુ ભાનુ:
ક્યાંલગી હશે હજુ ગણવાનુ ?
કોને કોણ પુછે ! ૫

દૃષ્ટોદૃષ્ટ અસારી જામે
અધૂ ઉકગ્યો ત્યાં પ્રશ્ન વિરામે:
બે વણ ત્રીજો ભેદ ન પામે-
હું ને બા કાબાની ! ૬

30-3-33

## નટરાજ

તારાઓના તેજમાં વેરાયલ તારાં સ્મિત;
ચમકાવે ચન્દ્રિકાને તારો ચમકાર;

ફુલડે લચેલ વેલછોડના હિંડોલ નૃત્ય
તારા, નટરાજ! એક નર્તનનો પ્રકાર;

ભૂ-નભને ગૂંથતા ભાનુના અચુત ભર્ગ
વિરાટ્ અટ્ટહાસ્યની એક નાનીશી લહર;

યુગયુગની યાદવાસ્થળીઓની ઇતિહાસકથા
મહાકાળ! એક કેવળ તારો તો પ્રહર!

# પ્રભુનાં પગલાં

જાડી જાડી ભલે જેલની ભીતું, તેથી જાડું મારૂં ઉર:
તેજથી પાતળી કાય પ્રીતમની કેમ તે રે'શે દૂર:

રંગેરગ વેણુ વાગે,
રુંવેરુંવે આરતી જાગે!

બારણે બન્ધુકધારીની ચોકી ને અન્તરે મલમેલાણ:
પવન બિચારો ન પેસી શકે, પણ પ્રીતમના પગરાણ

કોઇથી ના વરતાયે,
ઊંચાનીચા છોને થાયે!

બારણે ગાજે આલબેલુંના ઘડીઘડી ઘોર અવાજ;
ભીતરમાં ભણકાર પિયુના: સામૈયાના સાજ:

વાજીન્તર ગેબના ગાજે,
સાહ્યબો આવશે આજે!

જાડી ભીતું, તમે જાગતી રે'જો, જાગજે, જાડાં ઉર!
જાડી જંજાળું, જાગજો: દેજો આલબેલુંના સૂર:

પ્રભુનાં પગલાં થાશે:
જાડપું આપણી જાશે!

૩-૪-૩૩

# બાબુની બા !

- મન્દાક્રાન્તા -

તે રાત્રિએ ગૃહદીપકની ધ્રૂજતી તેજધારે
દીઠું જ્યારે મુખ ઘુંઘટને ખોલીને પ્હેલીવારે,
સૃષ્ટિથી યે અમ હૃદયની પ્રીતિ ત્યારે પુરાણી
વાંચી એનાં નયન મહિં મેં: લેશ શંકા ન આણી.
એકાત્માનાં હૃદયદ્વય શા, એક હૈયાતણી વા
બે ઊર્મિશા, યુગલ સ્મૃતિ શા એક ભાવોર્મિના વા:
સૈકાઓથી પરસપરના અર્ધને શોધનારા
ત્યારે જાણે મળી ઝબકીયા પ્યાસી આત્મા અમારા !



આજે બાબુ અઢી વરસનો દોઢની છે રમૂડી,
કાન્તિડાની ઉપર હજુ તો ત્રીશ દિ'થીય થોડી:
આજે નેણાં પરસપરની નેમ ચૂકાવી ચાલે,
ભોગેજોગે કદી મળી જતાં હાસ્યનો ડોળ ઘાલે.
હું ના જાણું મુજ નયનમાં બાબુની બા શું વાંચે,
ને એ હૈયે શું શું રમી રહ્યું તે ય ના જાણું, સાચે !
એનાં યે કૈં સરલ નથી તો લોચનોના ઉકેલ:
હું તો જાણું મુજ ઉર જુદા સૂર આજે ઉઠેલ !

આજે એની નયનકડીમાં સંકળાઉં છું જ્યારે
હૈયે પોઢયો કુંફ્વી ઉઠતો દુષ્ટ આ પ્રશ્ન ત્યારે:
"આની સાથે સગપણ કશું કયારથી કયાં સુધી છે?
પેલી જુની ભવભવતણી પ્રીત કોદિ પીધી છે?
ભોંઠે મ્હોંએ ખડખડ હસી બાબુડાને ભુલાવું,
ને હૈયાના અતળતળમાં પ્રશ્નને ગુંગળાવું!
સૃષ્ટિજુની પ્રીતિમહિં પુળો! દીર્ઘ જીવો સદા એ
કાન્તિની ને પ્રિય રસુડીની, બાબુની વ્હાલી બા એ!

૯-૪-૩૩

## કટક ચડયાં કુદરતતણાં!

- શાહ અબ્દુલ લતીફ સીંધી ને સુરે સુરે -

વીજ ઝબુકે, ઘન ગડગડે, વરસે જલ લખધાર,
રસઆસવઘેલા ઘુમે પવનો વન મોઝાર:
મિલનતણા શણગાર અંગઅંગ અવનિ સજે! ૧
અવનિ સજે સુહાગના અંગઅંગ શણગાર:
વીત્યા ઘોમ વિજોગના, વર્ષ્યા મેઘમલાર!
સ્મરણોના અંગાર સળગે એકજ ઉરમાં! ૨
સળગે સૂના ઉરમાં વ્રેહની ધૂણી અખંડ
તણખા ઉડે ત્રિલોકમાં, પૂછે પિયુનો પંથ:
ખોળે ખંડેખંડ; દળવાદળ ગગને ચડયાં! ૩

ખંડેરો ખળભળી ઉઠે, સૂતાં ઉઠે શૂળ,
ડુંગરનાં દિલડાં ચીરી જાગે જુના સૂર :
ઘુઘવે ઘેરાં પૂર, જ્યાં પાણીવણ પ્રાણો જતાં ! ૪
પાણીવણ પ્રાણો જતાં, ધગતાં ધોમ પ્રભાત
ડગ દેતાં દિલ દાઝતાં, રસહીણુ પૂનમ-રાત :
ત્યાં સાયર ઉલટ્યા સાત : અવનિનાં અંતર ઠર્યાં ! ૫



સર છલે, સરિતા છલે, ઉછળે સાયર નીર
ડોલે તરુવર, મોરલા બોલે ગદ્‌ગદ્ ગીર :
અંતર એક અધીર : સાદ ન સાજનનો સુણ્યો ! ૬
સાજન સાદ સુણ્યો નહિ, નવ જોગતણી થઇ જાણ,
ખત ખબર કાસદ નહિ, નહિ આવ્યાના એંધાણ :
અકળાયે અમ પ્રાણ; પુલકિત છાતી પૃથ્વીની ! ૭



થનગનતા મોરા હિયે ઘનવનને ગેહેકાર :
સામૈયાં સજણાં તણાં ઉરબીચ સજે અપાર :
અઘોર મેહઅંધાર આતમ ડૂબે એકનો ! ૮
આતમ અંધારે અડવડે, કોણ પિયુવણ ઝાલે હાથ:
સોંઢયો સંગમ માણવા, ધિક્ સ્વારથિયાંનો સાથ;
નાવ્યો નેહનો નાથ ! ઘન ગરજે, સુસવે પવન ! ૯



વ્હાલમના વાવડ નહિ, નહિ સાજનના સંદેશ,
સોંઢયા મલકના મેહુલા અમ નધણિયાતે દેશ :
પ્રીતમજી પરદેશ—કટક ચડાવ્યાં કુદરતે ! ૧૦

પુછો ન બસ ત્યાહરે, ફકત આંખ મીંચી સહો
ખુવારી ધન ધાન્ય ને મનુજની ય સીમા વિના !)

પછી જલધિના જલે નિજ સ્વરુપ સંકેલીને
સમાધિમંહિ આખરે ચરમ શાંતિને પામતા !

મહાનદ સમાન એ, જીવન મારૂં જો ના બને,
ભલે નવ બને, પ્રભો ! ફિકર તેની ના છે મને !



પરંતુ અમ સીમના સ્મિતસમાન પેલું વહે
મધુર રુમઝુમતું ઘુંટણબૂડપાણીભર્યું,
ઘડી કુદતું, નાચતું, ઘડી ગભીરતા ધારતું,
શિશુ તરુણ વૃદ્ધ શું કરતું લાડ કાલું બની;

પુરાણ અમ ખેતરો, ફળઝુકી જુની વાડીઓ,
ગભીર અમરાઇઓ : સકલ પીઠ સૃષ્ટિમંહિ
કટાક્ષ થકી વેરતું તરવરાટ તારુણ્યના;

કિશોર કહી કન્યકા અકથભાવચાંપ્યા ઉરે
મુકી નજીક બેડલું, અધરઅંગુલિ થૈ ઉભે,
પટાવી કલબોલથી, નયનમોતી તેના લુછી,
ભરી હિમત હેબતાયલ દિલે નિજોલ્લાસથી,
નિસાસમંહિ ભેળવે મધુરજોમ વિશ્વાસનું;

અને ગરીબ ખેડુના ત્રપત્રપંત આરોગ્યથી
કુંણાં પણ ધીંગા શિશુ સકલ જેની સંગે રમેઃ
ઘડી છબછબાવતા ચરણ વ્હેણમાં, ને ઘડી

નિહાળી જળમાં નિજ પ્રતિકૃતિ જ્યહિં ઘેલડા
કરે ડુબકી મારીને અફળ શોધ પોતાતણી !

થજો જીવન મારૂં એ સરળ સ્રોત જેવું, પ્રભો,
પછી નજીકના રણે તુરત લુપ્ત થાજો ભલે !

૬-૫-૩૩

## મ્હેરબાં નજર !

- ગુલબંકી -

જાણતો નથી શું કામ મ્હેરબાં નજર
તાહરી પ્રથમ પડી, વહાલિડા, હું પર !

પત્થરો પહાડમાં જડેલ કોટિધા
એકને જ કાં કલાધરે દીધું જીગર !

તે કહ્યું: "તું ભાવમૂર્તિ મારી" ને સચા
માહરા પુરાણ પ્રાણના મલીન થર !

"પ્રેરણા મને અનેરી તું વડે મળે,"
મંત્ર તેં અમીભરેલ રેડિયો અને
અંતરે રણો હતાં ધગંત રેતનાં

ત્યાં શીળાં રુપેરી સ્રોત રુમઝુમી રહ્યાં,
ને કણીકણીથી પોયણાં પ્રફુલ્લિયાં,
ને વસંતપોંખતા ગુંજ્યા હજાર સ્વર !

તેં કિશોર કલ્પનાની મુક્ત પાંખથી
વ્યોમનાં કલાવનો મંહિ ફરી ફરી,
ને ઝબોળી પીંછી મેઘશ્યામસર્ગમાં,
તા ર લા શ શિ સ હ સ્ર ર શ્મિ ભ ર્ગ માં,
ધૂમકેતુતેજસ્રોત વ્યોમગંગમાં,
ઇન્દ્ર ચાપના અનંગ અંગરંગમાં,
તાહરી, વિશુદ્ધ સ્વપ્નની, છબી લખી
મ્હારા અસાર દિલની દિવાલ પર !

“પત્થરોમંહિ ય થાય છે પ્રભુ પ્રગટ :”
સાંભળ્યું’તું મેં સખા હજારવાર પણ
ટાયલું ગણ્યું’તું ભક્તિઘેવલાઈનું :
ત્યાહરે પરંતુ તારી ના હતી અસર !

આજ તાહરી નિગાહથી હું દેવ...પણ
સમાલજે ! રખે ફરી બનું હું જડ પથર !

૧૨-૫-૩૩

# હું અને વિશ્વનિયંતા

- ઈન્દ્રવજ્રા -

આદર્શઘેલા, મ નિરાશ થાજે
મારો અધઃપાત ઘડી નિહાળી:
આ ઘોર યુદ્ધે ઘણીવાર હાર્યો:
સાચું, છતાં હાર નથી સ્વીકારી! ૧

જાણે, સખા, તું લડવાનું મારે
કેવાં પુરાણાં હથિયાર બાંધી;
ને દુશ્મનો દાવ નવા પ્રયોજી
શસ્ત્રાસ્ત્ર કેરી રચતા જ આંધી! ૨

તારાં નિહાળું જવ નેણ વ્હીલાં
કો વ્યથતા ઉંડી થકી ભરેલાં,
મેં ઘાવ, તું જાણ છ, કૈં સહેલાં
ત્હોયે બને બન્ધ બધા ય ઢીલા! ૩

હું દેખતાં તું મ નિસાસ નાખ
છો અંતરે ધૂણી ધખે અખંડ;
રાખીશ જારી જુધ આ પ્રચંડ:
સંજીવની ફકત તું દૃષ્ટિ રાખ! ૪

શ્રદ્ધા મને પ્રીતમ તારી મોટી;
શામાટ? તેની ચર્ચા ય વ્યર્થ;

હું માની બેઠો તુજને સંમર્થ:
તારીય તે છે કપરી કસોટી! ૫

આદર્શ તારો, મુજ યે, સધાય:
ને મૃત્તિકાના પડ છેદી ભેદી
સૌન્દર્ય ને સત્ય પુરાણ કેદી,
તે બેયની મંગલ મુક્તિ થાય ૬
ત્યારે કદી બાલ્યકથા ઉખેડી
છેડીશું મીઠાં જુધ આપણે ય:
ને "ધૈર્ય કોણે વધુ દીધું કોને?"-
તે પ્રશ્નની ચર્ચીશું બાજુ બેય! ૭

ત્યાંસુધી તો, પ્રીતમ, પાઠ આવ
તું વિશ્વનિયંતૃતણો બજાવ!
શું? "એ મને તેં જ દીધેલ નામ!"
હા, હા! છતાં હાલત આજ આમ!

૧૬-૫-૩૩

# ખૂટતી કડી

- ગુલબંકી -

મેં પ્રથમ ઉઘાડી આંખ વિશ્વમાંહિ જ્યાહરે
ત્યાહરે અનુભવી
દૈવી ના, ન દાનવી,
શૂન્યતા અબન્ધુતા
મંત્રમુગ્ધ સ્તબ્ધતા
એકલા પડેલ માર્ગથી ખડેલ બાલની !

ને નિહાળી વ્યર્થ ભાસતી બધે અગાધતા,
ભાળી કલ્પનાઅતીત ક્રૂર મારી અલ્પતા,
હું બન્યો અવાક્ હેબતાઇને, ડઘાઇને :
ના પિછાન કોઈની ભર્યા જગે હતી મને !
માહરી હયાતીની ય કોઇને ન સુધ હતી,
શૂન્યતા અબન્ધુતા જગે ઉરે ભરી હતી !
એકલા સહૂ ઉરોની સંગિણી સદા થતી
તે ય-એકલાપણાની વેદના ય-ના હતી !
ઘેરૂં એકધારૂં ઘોરતો
વારિરાશિ ધીર ડોલતો;
કાનનો પુરાણુ જોગી શાં
ઊર્મિશૂન્યતાથી ઝૂલતાં !
એમને ન હર્ષ, શોક ના લગીર એમને,
એમને ન વ્હાલું મોત, જીંદગી ન એમને,

એમને તમા ન અન્યની, ન જાતની,
એમને તમા ન આજ કે અનંતની !
ક્રોડ ક્રોડ પ્રાણિઓ હતાં
દૂરદેશવાસી શાં બધાં;
એથી યે વિશેષ દૂરના વિદેશી ભાસતાં
માનવો સમીપમાં, અહિં તહિં, બધે હતાં !

ઝુમ્મખામંહિથી તારકોતણા ટુટી
બ્રહ્મધામની છતેથી ઓચિંતો છુટી
તારલો ભુલો પડેલ સૃષ્ટિના સીમાન્તમાં :
એવી શૂન્યતા, ખરે, ભરી'તી ઉરપ્રાન્તમાં !

પુષ્પવૃન્દ છોડછોડ હીંચતાં હતાં,
આંખ ખોલતાં ને આંખ મીંચતાં હતાં;
હું ન ઓળખું, છતાં ય કાં મલકમાં
કેમ જાણું એ કટાક્ષ સીંચતાં હતાં !
પક્ષીઓ હતાં, હતાં કિલોલ તેમનાં,
નિર્ઝરો હતાં, હતાં હિલોલ તેમનાં,
હેતે ભરેલ હૈયું માહરૂં હતું
તે ન જાણતું ઉકેલી બોલ તેમના !
એમ વ્યર્થ વત્સરો વહ્યા,
ના સહ્યા, ન વા જરી લહ્યા,
અસ્તઉદય ઓટભરતી
ઋતુવિલાસ વિધવિધગતિ
ભાસતા અફળપ્રવૃત્તિ
ફકત સૌ થયા–અને ગયા !
વિશ્વની અસ્પૃશ્યતાથી સ્તબ્ધ માહરૂં

હૈયું થંભતું હતું;
અલ્પતાતણા અગાધ ભાનથી વધુ વધુ
અલ્પતર થતું જતું !

ને સ્ફુલિંગ માતૃઆગથી ખડેલ દૂર તે
ઝગમગો નિમેષ માત્ર શૂન્યમાંહિ જૈ ભળે:
તેમ મારી વ્યર્થ અલ્પતા, અસ્પૃશ્યતા
અન્ધકાર . સાથ સાધશે સરુપતા :
એવું હું પ્રતીક્ષતો—સઆશ ના, નિરાશ ના,
ફક્ત વાટ જડતણી, ન ચેતનાની ઝંખના !

ને ત્યહાં, એકવેળ, તે દિને,
પુષ્પરાશિથી પરાગ ફોરતો ઉડે;
ચાન્દનીથી દિવ્યરાગના સુરો સ્ફુરે,
ઇન્દ્રચાપના સુહાગ ધારી ઉતરે
અપ્સરાની કાયમાં ઉષા ધીરે ધીરે;
સાગરોર્મિનૃત્યમાંથી મૂર્ત થાય ઝંકૃતિ;
સૃષ્ટિઉરમાં સુતેલી પૂર્વની ઉઠે સ્મૃતિ;
તેમ એ સમીપ માહરી સરી;
ને નજર સુંઝાયલી જ્યહાં પડી,
વિસ્મૃતિપડળ પડયાં પુરાણ ઉખડી,
જાગિયાં સંભારણાં સહૂય ખળભળી !
(જાગિયો અભદ્ર સ્વપ્નમાંથી તે ઘડી !)
તે દિને અચિંતી મારી દૃષ્ટિએ પડી
હૂં અને સહૂ વચ્ચેની ખૂટતી કડી !

ને પછી ?

શૈશવે સુણેલ સૂર સાગરે ફરી સુણ્યા,
સૃષ્ટિમાંહિ પૂર્વનાં સંબંધીઓ મળ્યાં ઘણાં;
માનવી-ઉરે પુરાણ પારખ્યાં સુખાસનો
ને પિછાણની વધામણીથી ગુંજ્યાં વનો !

પુષ્પના હિંડોલમાં
નિર્ઝરી હિલોલમાં,
પક્ષીનાં કિલોલમાં,

બોલ બાલસાથીઓ તણા જ પારખ્યા મીઠા;
ડોલનો ભુલેલ દોસ્તદારીનાં ફરી દીઠાં;
ને ખડેલ બાલ ઓચિંતું ફરી ઘરે ચડે
ને પીયૂષસેર માવડી ઉરેથી ઉછળે :
એહવી ઉઠી બધેથી હર્ષની ઝડી
જે દિને જડી અચિંતી ખૂટતી કડી !
અલ્પતા સરી, બધી અસ્પૃશ્યતા સરી,
જે દિને જડી અચિંતી ખૂટતી કડી !

હું અને સહૂ વચેની ખૂટતી કડી
સાંપડી;- અને હયાતીની કીંમત ચડી !

# જાણું છું હું

- મન્દાક્રાન્તા -

જાણું છું હું પ્રિતમ, બધું યે: તાહરૂં કેવું ઉર:
તારાથી ના ગમતમંહિ યે હુંથી રે'વાય દૂર!
કલ્પાન્તો જે તરફડી રહ્યા માહરે ઉર મુંગા,
ને આંસુની જટિલ હૃદયે ગૂંચવાયેલ ગંગા,
ને આંખોની તરસી નજરો ઉડતી દૂર દૂર,
ને "તું તું" ના રગરગતુરંગે પૂર્યા આર્ત સૂર!
એ સૌ ભાળી તલસતું હશે આ પળે આવવાને
તારૂં હૈયું મુજ હૃદયની આગ બુઝાવવાને! ૮

ના ના, ત્હોયે જલદી નથી કૈં, માહરે ઉર હોને
ભઠ્ઠી તારી લયલગનની પ્રજ્વળે રોજરોજ!
અગ્નિસ્નાનો અસહ, તદપિ કોણ જાણે શી મોજ
હૈયાને એ સહન કરતાં મીઠી આવે છે, જો ને!
સાચે! ના હું વિરહ ક્ષણ એકકે ચહું વેઠવાને:
જોજે! ત્હોયે અબઘડી રખે દોડતો ભેટવાને! ૧૪

●

જાણું છું હું પ્રિતમ, તું મને આખરે તો જરૂર
ઝાંખી દેશે, પણ તદપિ એ સાલતું જ્ઞાન ઉર!
કાં જે તેથી મુજ હૃદય જે સાહસોલ્લાસપૂર્ણ
તેની સર્વે થઇ જતી મઝા સાધના કેરી ચૂર્ણ!

મ્હેલેથી જ્યાં ફળવિષયમાં હોય ના બે મતો ય
તે કાર્યોમાં પ્રિતમ, રસ શો? તું જ વિચારી જોય!
શું સૃષ્ટિના સૃજન પુરવે ને હજુ કોકવાર
તારે હૈયે નથી ધુંધવતી લક્ષ્યશંકા લગાર? ૮

તેથી વ્હાલા, અફળ કરજે ખૂબ મારી તૂલાશ;
ભાંગી ભુક્કો કરી ફગવજે માહરી સર્વ આશ;
ને જ્યારે હું હત હૃદય થૈ દીનતાથી પુકારૂં,
ત્યારે જોજે કુંણુ દિલ રખે પીગળી જાતું તારૂં!
રોવા દેજે, પણ હું રડીને, થાકીને પોઢું જ્યારે,
ત્યારે આવી ઘડી તું, વરદ કર, પ્રભો, મૂકજે ભાલ મારે! ૧૪

૨૦-૫-૩૩

# હરિએ હાર પ્હેરાવી !

- અંજની -

હરિએ હાર પ્હેરાવી આજે !
જીતજ્યોત ઝંખાઈ લાજે !
અન્તર ગરજે એક અવાજે :
હરિએ હાર પ્હેરાવી !

હરિનાં યુદ્ધો હરિ છેડે છે;
હરિની રીતે હરિ ખેડે છે;
કો બડભાગીને મેલે છે
રણખેલનનાં તેડાં !

હારજીતની ભૂલભૂલામણી,
ક્યાં અળખામણી, ક્યાં રળીઆમણી,
તે સોંસરવી પડી સોહામણી
પ્રભુજીની પગદંડી !

હરિની બાજી હરિ જ ઉકેલે;
પગલાં આઘાં પાછાં મેલે;
હા ર જી ત ફુ લ વે લ ગૂં થે લે
કેડે કૂચ હરિની !

૧ ચોથું ચરણ દશ માત્રાને બદલે ૧૨ માત્રાનું રાખ્યું છે.

હાર ભાળી ઘડી હિંમત ખાયે,
જીત નિહાળી છાતી ફુલાયે,
તે પામરથી શું સમજાયે
વિભુવરની વ્યૂહરચના!

પ્રભુના પાગલ, ઓ લડવૈયા!
કદમ ઉઠાવો દમદમ, ભૈયા!
હારજીત બન્નેનાં હૈયાં
વાંચેલાં હરિવરના!

સત્યાગ્રહના શબ્દકોશમાં
પ્રેમમાર્ગના પુણ્ય જોશમાં,
પ્રભુજીના સંગ્રામઘોષમાં
હાર હાર તદ્રૂપ!

પ્રભુના મકસદ પ્રભુ નહિ ચૂકે,
શૂર મોરચા કદી નહિ મૂકે,
કદી જય ગાવો, કદી ગાવું કેઃ
હરિએ હાર પ્હેરાવી!

૨૭-૫-૩૨

# નિઃશ્વાસ અશ્રુ

- વસંતતિલકા -

જો વિશ્વમાં નવ કશું કદી નષ્ટ થાય,
નિઃશ્વાસ તો વિરહી ઉરથકી ઉઠેલા,
ને રુદ્ધપ્રેમનયનોમંહિથી વહેલાં
આંસુથી, કહો, પરમ સિદ્ધિ કઇ સધાય ?

સત્સ્નેહસ્વાર્થગર્જઁગ્રાહની સાખ દેતાં
એકકેક તે પ્રભુજીએ ઉર સંઘર્યાં છે;
ને રાધિકાથી ય વધુ પ્રિય તે કર્યાં છે:
નિઃશ્વાસઅશ્રુ નિજ ઉર તણા વિજેતા !

ને એકદિ' વિરહીના દુઃખ ના સહાતાં,
ઉઘાડશે પ્રભુ સ્વઅન્તરનાં કમાડ:
નિઃશ્વાસઅશ્રુ ધસશે બનીને કરાળ
વંટોળ ને પ્રલયનાં પુર રોષરાતાં !

સત્તા, ઘમંડ, ધન, જાતિ, કુલીનતાની
તે દિ' તડાક દઇને તુટશે દિવાલ
ને પ્રેમ જાગ્રત સ્વતંત્ર સદા ઉદાર
સોહાવશે લહરિમાળ અનંતતાની !

૨૭-૫-૩૩

# બાપુને !

• શિખરિણી •

અમે બુદ્ધિ-બાંધ્યાં નિયત ચકરોમાં જ ઘુમીએ;
અમે તર્કે ઘેર્યાં પરિચિત ચિલામાં જ ભમીએ;
અમે પંડિતો સૌ નિપુણ જગની ક્ષુદ્ર નીતિમાં,
ઠરેલા, વ્હોંચેલા, ખટપટી પુરા કૂટ રીતિમાં!
અમારે તો આ બે નયનદિવડે રોશન થવાં,
પરાત્પરનાં ગાનો જડ યુગલ કર્ણે જ સુણવાં,
ભર્યાં બ્રહ્માંડોમાં અમ પગ પુગે તેજ બપનું:
હથેલીમાં ના તે સકલ ગણતા માત્ર સપનું!

તમે કારાગારો જડ કરણનાં ભેદી વિહરો;
સુણો સૃષ્ટિહૈયે નિરવ સ્ફુરતા સર્જક સુરો:
તમારા આત્માના અનવધિ ઉંડાણો ન અમથી
કળાયે, બાપુ, કૈં; હૃદય નમવી ત્હોય વિનતિ:
તમારી દષ્ટિના સુભગ શિવ ભર્ગો અમ બને
પ્રભુપન્થે નેતા; અધિક નથી કૈં આશ અમને!

૩૦-૫-૩૩

# મિટેમિટ મળી

- પૃથ્વી -

મિટેમિટ મળી અને જગગતિ ય થંભી ગઈ:
ફળી જુગજુગોતણી અરત શોધ શું બાપડી!
ઉરે ધરી મુરાદ જે રચિયું વા રચાયું સ્વયમ્
અગાધ દિસતું જગતઃ સફળ આજ તે શું થઇ!

નદીજલવહેણ ને ગગનતારલા યે થભ્યાં;
થભ્યાં અરધઉચ્ચર્યાં વિહગગાન ત્રેડેભર્યાં;

સમીરણ, વનોમહિં રમણ વૃક્ષવેલીતણાં
સહાનુભવભાવથી રસિક સાધતો, ક્યાં સુરો
જગાવી મુરલીતણા લલિત, ક્યાં જગાવી વળી
અધીર ઉરવીંધતા સુર ગભીર વીણાતણા,
તટસ્થ, પણ મસ્ત કુંજગલીઓમંહિ ઘૂમતો,
અરે, અરવ તે ય તે થઇ સુસ્તબ્ધ થંભી ગયો:
અભીષ્ટરસસંવિધાનઘટના જ જાણે ઘટી!

કિનારી નવફેનઅંકિત ઉઠેલ મોજાંતણી
ઉઠેલ જ રહી ગઈ, શિકરજાળીયે ના ખરી,
અને જલનિધિ થભ્યો, વિરમ્યું ગાન, નર્તન શમ્યું,
પ્રતિધ્વનિ ઘુઘાટના પળ ઘુમી શમી યે ગયા!

અરે અગર વિશ્વસર્જકનિયન્તૃ-કો હોય તો-
અચાનક વિલોકી સૌ ચક્કર સ્તબ્ધ બ્રહ્માંડનાં,
તજી નિજ નિવૃત્તિનું સ્થળ, જરૂર તેણે કર્યું
હશે, નિકળી બ્હાર, વિસ્મયનું વિશ્વપે ડોકિયું!-
મુકી નજરમ્હોર તે પળપરે જ આનન્ત્યની!

મિટેમિટ મળી, અરે પળ અનન્તતાએ ભરી,
અને અવર સૃષ્ટિ દૃષ્ટિ પટમાંથી સહસા સરી!
ન દશ્ય, નવ દર્શનો, નવ રહ્યો જ દૃષ્ટા ક્યહિં,
મિટેમિટ મળી ત્યહિં મિલનને ય દીઠું નહિ!

અરે પણ અનન્તતા પળમંહિ જ કાં ખૂટતી,
અનન્તજનની પળોની અવધિય કાં તૂટતી!
મહાતરુ વસેલ બીજમહિં, તેવું મેં યે દીઠું!
અનન્ત પળપારણે શિશુ બની ઝુલંતું મીઠું!
દીઠું, નવ દીઠું, ત્યહાં સરી સમાધિ આત્માતણીઃ
મિટેમિટ મળીઃ વળી ચખ ફરી જ મિથ્યાભણી!

૧-૬-૩૩

# મોતી અને ઝાકળબિન્દુ

- શિખરિણી -

ઝરા ટાઢા ઉન્હા ઉભય જલના એક જ થલે
ધરા છાતી ભેદી ઝબકી નીકળે ને ભળી વહેઃ
ભળ્યાં તેવાં હૈયે રુદનસુર ને હાસ્યસુર કે
પ્રવાહો બન્નેનાં સહજ વહતા ને વિરમતા!



સરૂં છું જ્યાં તારાં સ્વરુપસ્થિતિનાં ધ્યાનમહિં હું
પ્રભો, ત્યાં યે એવાં રુદનભરિયાં હાસ્ય, રુદનો
રસેલાં હાસ્યોથીઃ ઉભય ઝરણાં સંગ ઝબકી
ભીંજાવી મૂકે છે સમ વિષમ પ્રાન્તો હૃદયના!



તને શું ના સાલે પરમ પ્રભુતા તારી કહિયે;
અને એકાકિતા વિરસ ન દિસે નાથ, કહિયે!
બધી સૃષ્ટિ તારી-તું મહિંથી-છતાં તેં નિજપદ
બધાથી રાખ્યું જે પર, ન ખુંચતું તે શું કહિએ?

કદી શુક્તિ કોઇ તૃણહીંચકતા ઓસકંણને
ઝગારે ખેંચાઇ પળવિપળ તે સંગ રમીને
બહેલાવે હૈયું; પછી તરત પોતે ચિરજીવી
સ્વયંતેજસ્વી ને-રવિકિરણકારુણ્યજીવી એ

બિચારૂં બિન્દુડું: સમજી હત-ઉત્સાહ થઈને
પરાણે સંકેલે નિજ રમણ વૃત્તિ નિજમહિં!

તને યે નિહાળું રમત રમતો ઓસકણ શાં
મહાબ્રહ્માંડોની સહ હૃદય-બહેલાવ-અરથેઃ
જનોનાં હૈયાનાં, કુદરતતણાં ઉગ્ર મૃદુલ
મહાવંટોળો ને સુનિયમિત નૃત્યો ઉરમિનાં,
કુંફાડા રાગોના, પરમ સુખ વૈરાગ્ય-શમના,
ધીમા ને જોશીલા, શિથિલ ફુરતીલા, પ્રણયિલા,
વિનાશી, દ્વેષીલા, સમરપણી ભક્ષી સકલનાઃ
બધા યે ભાવો શું, ઘડિક અહિં ને ત્યાં વળી ઘડી
રમે; ત્હોયે તારે વદન સરતી છાંય દુઃખની
પ્રભો, જાણે દેતી ઘડી ઘડી ઉપાલંભ અમને:
"તમારી બાળે છે ક્ષણજીવિતતા આનું દિલડું
અને એ હૈયાને અસહ સહનું પામરપણું!"

પ્રભો, ત્યારે તો ને ઘડી હૃદયની ભોંઠપ મને
મુંઝાવે ને તુંથી જડ ચરણ આ દૂર જ ખસે:
જયહાં મારા જેવા ક્ષણજીવી અને પામર વસે,
અને જ્યાં કો મારા ગરીબ સ્પરશે ભ્રષ્ટ ન બને!

પરંતુ એ તો સૌ ક્ષણિક ઉરદૌર્બલ્ય અમથું;
ખસેડી તે આત્મા તુજ સહ રમે; ને તું રમતાં
લજાયે, ત્યારે એ ધીરજભર કોરે ઉભી જતો!
અરે કાં જે તેને ઉંડું ધબકતું ભાન ઉર કે:

તને તેનું ઝાઝું જયમજયમ અસારત્વ ખુંચશે
સુકાયેલું તેનું ત્યમ ત્યમ વધુ સત્વ ખીલશે!

ઘડાયું શુક્તિ જે થકી, વસતું તે ઓસકણુમાં,
ચડી વાયુપાંખે વિહરતું વળી તે ગગનમાં!
અરે આ ને આવાં ક્ષણજીવી હજારો જ વસનો
ધરે, ત્હોયે રાસે વિવિધરૂપ સૌ એક રસનો!



પ્રભો, મારી સાથે હિમકણ બની પદ્મદલમાં
ખીલેલી સંધ્યાના અધરકુંપળે રક્ત બનીને
સમીરોલ્લાસિની સરલહરિહિંડોળ ઝુલતાં
લજાયે તો, મોતી સ્વરૂપ કરજે, તાત, તું મને!

૨-૬-૩૩

# જ્યોતિધામ

• મન્દાક્રાન્તા •

મેં ગ્રન્થોમાં જીવનપથનાં સૂચનો ખોળી જોયાં;
ને તીર્થોનાં મલિન જળમાં હાડકાં બોળી જોયાં;
અંધારામાં દ્યુતિકિરણ એકાદ યે પામવાને
મંદિરોનાં પથર પુતળાં ખૂબ ઢંઢોળી જોયાં;
સન્તોકેરા કરગરી કરી પાદ પ્રક્ષાલી જોયાં;
એકાન્તોના મશહુર ધનાગાર ઉઘાડી જોયાં;
ઊંડે ઊંડે નિજમંહિ સર્યો તેજકણ કાસવાને,
વિશ્વે વન્ધ્યા, પણ, સકલ ભન્ડાર મેં ખાલી જોયાં !

ને આ સર્વે ગડમથલ નીહાળતાં નેણ તારાં
વર્ષાવંતા મુજ ઉપર વાત્સલ્યપીયૂષધારા.
તેમાં ન્હોતો રજપણ મને ખેંચવાનો પ્રયાસ,
ન્હોતો તેમાં અવગણનના દુઃખનો લેશ ભાસ !

જ્યોતિ લાધે ફક્ત શિશુને એટલી ઉરકામ:
મોડી મોડી ખબર પડી, બા, તું જ છો જ્યોતિધામ !

૩-૬-૩૩

કૈમાયે, બા, જનકજનની ભાઈના મ્હાપ્રયાણો
જોઇ રોઈ, ડગી ન, ઝગી શ્રદ્ધા, ઉઠયા જાગી પ્રાણો!
પીયેર્યામાં પછી હૃદયના સ્રોત તેં મુક્ત વાળ્યા,
દીધું સર્વે, સહજ મળિયું લીધું, ના ઉર બાળ્યાં!
ને વસ્તારી અમકુલમંહિ, બા, તું જ્યારે પધારી,
ના રાણી થૈ, નવવધુ બની ફક્ત સેવા સ્વીકારી!
ઇશેચ્છાએ, કુદરતતણા કાનુને, વા અકસ્માત્
આવ્યું તે સૌ સહ્યું, લહ્યું ય તે, સર્વદા ધૈર્ય ધારી!

જ્વાળામુખી સળગી શમિયા, ભૂમિકમ્પો વહ્યા એ,
ઉત્પાતોના અમર દિસતા વીરમ્યા વાયરા યે:
એ સૌ વચ્ચે સ્મિતપટ થકી રોકતી નેનવારિ
ગાન્ધારી, બા, સુણી, પણ તને રૂબરૂ મેં નિહાળી!
તેં ના સાર્યાં અફળ વલખાં ઇન્દ્રિયારામ માટે:
તું જીવી, બા, જીવન હરિનું જીવવા શિર સાટે!

૪-૬-૩૩

# દહે !

- પૃથ્વી -

નવીન ઉરસ્મિતણું મધુરકંઠી કો બુલ્બુલ
કલાવી મુજ અંગુલિપર ઉતારૂં થોડી પળ;
ગભીર સુવિચારના વિહગરાજ વ્યોમે સરે
અને ઉરસરોવરે વિકલરેખ છાયા તરે,
કદાપિ ક્ષણ અર્ધ તે નજરમાં પરોવી, નલે
ચલાવી મુજ અસ્ત્ર કો વિરલ પિચ્છ પાડું નીચે;
વીતેલ ઘડી ટૂંકીનો અમર સાક્ષી કો તારલો
સિંચી સ્મરણની સુધા, વિગત-કાલ-કંકાલ ને
સજીવન કરી, ભરે મધુર નૃત્યઝંકાર ને
મનોહર સુરોથી આ કબર શી સુની કોટડી;
અને મરણિયું બની સુખ ચડે જી સમરાંગણે
અસહ્ય નિજ સાથ લૈ કટક સજ્જ રોમાંચનું:

ખમાય મધુરા ન આક્રમણ એટલે હાથ ને
સહસ્રશિખ ત્યાહરે વિરહ ઉર, વ્હાલાં, દહે !

૧૫-૯-૩૩

# ક્ષમાયાચના–ખમાસણું

– મન્દાક્રાન્તા –

આદર્શોમાં અપરિચિત સૌન્દર્યનાં સરઘસોને
ફાટી આંખે નિરખી ઉરમાં ક્લેશનાં બીજ રોપ્યાં;
આજુબાજુ નજર ન કરી; રંક કર્તવ્ય લોપ્યાં;
ને ઊવેખ્યાં અધમ ગણીને જીંદગીના રસોને!
તાલોલ્લાસે લસિત કદમો, કૂચના સૂર મસ્ત,
રુપોન્માદે મગરૂર મુખો, લોચનો રાગલોલ,
દિવ્યાંગોના અવનિરજસંસ્પર્શથી મુક્ત ડોલ:
સૌએ સુંગા તવ પ્રણયહક્કો ભુલાવ્યા સમસ્ત!

ને મિત્રોની નિધડક મીઠી મૂક નિર્ભર્ત્સનાથી,
માતાકેરી વિમળ ઉરવાત્સલ્યભીની ક્ષમાથી,
ગ્રીષ્માગ્નિના ઉરઅસુખમાં, શારદી શૂન્યતામાં,
જોઇ મારી વણનિમિષ તેં વાટ એકાગ્રતામાં!

આજે દષ્ટિ સરઘસ પરે ભાટકી થાકી મારી:
લાજે દેવી તવ ચરણને ચૂમતાં યે બિચારી!

૧૮-૬-૩૩

# સાક્ષરી ભાષા ! મ્હાર ઉભી રહે !

સાક્ષરી ભાષા, મ્હાર ઉભી રે', ઘડીભર તો, બાઇ !
શી તારે સાહાં અંતરની ગુઝવટ સાથ સગાઇ !
અહિં કૈં કાવ્યો લખવાના નથી, નથી લખવી વાતો,
સરળહૃદય નવદંપતી સાથે શો તારે નાતો !
અલંકારનુ કામ નહિ, અહિં ચીપાચીપ ન ચાલે,
સાદી સીધી વાત ન કહેતાં તું ઉલટું ઘર ઘાલે !
ગણુગણુવી મીઠી ગુઝવટ કે વાત ન પૂગે વાને :
તારા તો ઝાંઝર ઝમકે ત્યાં જગ ઉલટે જોવાને !
ભારે પગલે ધમધમાટભરી તું ચાલે પોરસથી :
ધાંધલ તુજ, મુજ શાંત સખિ–હૈયાંને ના ગમતી !
નિજથી યે શરમાતા કથવા ભાવ કુંણા આજે :
તું તો બાઈ, નિધડક, ત્રિભુવન મેઘ સમી ગાજે !



જ્યાંલગી જીવશે સંસ્કૃત ને જીવશે સાક્ષરી ભાષા :
ત્યાં લગી શી અભિનવપ્રણયી ઉરકળીઓને આશા !
આગ પડો સંસ્કૃતમાં ને સળગો સાક્ષરી ભાષા :
તે વણુ પ્રણુયપ્રવણુઉર નવદંપતીને શી આશા !

૧૯–૬–૩૩

# એક પળ

- મન્દાક્રાન્તા -

જ્યારે મારા જીવનની પળો પ્હોંચશે તારી પાસે,
સૌ પોતાના ક્ષણિક વિજયોની પ્રશંસા કરીને
ને સંપત્તિ નિજ નિજ તને ગર્વઘેલી ધરીને
બાપુ, તારા મનહરણના ક્ષુદ્ર યત્ને ગુંથાશે !
સ્પર્ધાપેર્યાં અધમ નખરાં, દગ્ધ ઈર્ષ્યાહુતાશે
અન્યોન્યોનાં શપિત-વચનો જોઈને સાંભળીને
લોઠે મ્હોંએ, નયન નમવી, સૌથી થોડી તરીને
વ્યાઘ્રોમાં આશ્રમહરિણી શી એક ત્યારે કળાશે !

એણે, બાપુ, તવ ચરણમાં અર્પવા યે ન લીધા
પોતાસાથે ઝગમગ થતા વિશ્વના દ્રવ્યરાશિ;
આનન્દોના ઉછલ, દુઃખ આક્રન્દમાં રૂહે ઉદાસિ
તેં દીધેલા વિરહવિષના ઘૂંટડા ઘોળી પીધા !

શાબાશી હૈ અવર સહુને, બાપુ, દેજે વિદાય;
પ્રાર્થું : મારી પળ ફક્ત એ એક તે તારી થાય !

૧-૭-૩૩

# આગે બઢું

- પૃથ્વી -

પ્રભો, જીવન નાટ્યના ચરમ દૃશ્યને જ્યાહરે
અભેદ્ય રજની સમી યવનિકાથી તું આવરે;
અને નિમિષખંડમાં તિમિર રંગભૂમિ ગ્રસે,
યથારુચિ નિહાળી ખેલ પરિષદ્ બહારે ધસે;
કૃતિ સફળ, ત્યાહરે, સમજી કો વળે તોષથી,
બીજા અફળ કાળક્ષેપ ગણી પ્રજ્વળે રોષથી :
ચડાવી નટવૃન્દના જીવનસત્ત્વશોણિતને
કસોટી કુત્સિત પરે ક્ષણપ્રમોદદાયિત્વની !

ન જાણું, પ્રભુ, માહરા જીવનકેરી પૂર્ણાહુતિ
હશે નિરમી કેવી તેં ! ક્રમફલે જ ! સહસા કે !
મિલાપ સુખતાનમાં, સુરખ આશગાનો મહિં,
વિલાપ સુરમાંહિ વા ભરતવાક્ય મારું થશે !

અધૈર્ય ઉર આક્રમે ક્ષણક્ષણે છતાં પાર્શ્વમાં
સદોદ્યત તું સૂત્રધાર પ્રિય ભાળી આગે બઢું !

૨-૭-૩૩

# મા !

આવશો મા, કોઈ આવશો મા,
મારા ઉરના ઉજાશ આડે આવશો મા !
મારા પ્રાણુના પ્રકાશ આડે આવશો મા !
મારા આકાશમાં ટમકે એક તારલો:
તેના કુંણા કિરણોને કોઇ વારશો મા !
મારી ફુલવાડીમાં હીંચે એક ફુલડું:
તેની આછી ફોરમને અભડાવશો મા !
મારા મ્હેરામણમાં મોઘું એક મોતી:
કોઇ રંકકેરી દોલત દબડાવશો મા !
મારી અંધારીને નાની શી બારી એક
(તેને) ભારી ભારી ભોગળું ભીડાવશો મા !
મારા વેરાનમાં રમતી એક વીરડી:
તેના મીઠાં મરકલડાં મીંચાવશો મા !
આતમ–આધાર મારા જીવનની જ્યોત એક
તેને ઝુંટવાની જાળને બિછાવશો મા !
પારાવાર પૃથ્વીમાં પગલું એક લીધું:
તેમાં કુંજરનાં કટકને ચડાવશો મા !

૩-૭-૩૩

# મારી સજની !

દેહનાં ગણીને હું દમવાને દોડયો
મને દેવકેરાં દર્શન ત્યાં લાધ્યાં, મારી સજની !

કાંટાનાં વન જાણી, ડગમગતાં ડગલું દીધું-
દીધું ને દીઠી ફુલસેજ, મારી સજની !
અંધારાં માની આયુ આથમતાં આંખ ખોલી-
ખોલી ત્યાં જળહળ શાં તેજ, મારી સજની !

મૃત્યુમ્હેરાણ માની હેબતાઇ હાર્યો ને
જીવનનાં ઝરણાં જોતાં વાટ, મારી સજની !
શૂળીના સાજ સમજી સાર્યાં અનંત આંસુ-
લોહ્યાં ત્યાં લહ્યાં પ્રેમ-પાટ, મારી સજની !

પડછાયે છુપાં પાપ કલ્પી મીંચેલ આંખ-
ખોલી ત્યાં દેવ સાક્ષાત્, મારી સજની !
પડઘાના પેંચમાંથી ઉઘડ્યા ઘડીક કાન-
ઉઘડ્યા ને સુણ્યા પ્રભુ-સાદ, મારી સજની !

૯-૭-૩૩

# કેદી અને કવન

- મન્દાક્રાન્તા -

હું ના જાણું નભતલપરે રોજ બે વાર કાં તું
આલેખીને અવનવીન ચિત્રો વળી ભૂંસી નાખે:
રાત્રિ રાત્રિ અમિત ગગને ગોઠવી તેજબિન્દુ
ગૂંથીને કાં લલિત ભરતો રોજ ઉખેડી નાખે;
ને પૂરે કાં ક્ષણજીવી ફુલે ઇન્દ્રના ચાપ કેરા
મોંઘા રંગો ચિવટ થકી: આછા ક્યહાં, ક્યાંક ઘેરા;
ને પૃથ્વીના અધમ તૃણ એકકેકને કાં સવારે
શૃંગારે તું દિન દિન, પ્રભો, શૌક્તિસૌન્દર્યભારે!

હું તો જાણું ફક્ત, પ્રિય, કે આવી શબ્દાવલિયો
વીણી ગુંથું નિત હું ગજરા હાર ને તોરણો જે:
તે સૌ સારા વિરહવસમા વર્ષ વીતાડવાને,
ને લોકોથી અધીર ઉરના તાપ સંતાડવાને:
હાંક્યે રાખું વદન પર ગંભીરતા ધારી ગાણું,
બાકી, વ્હાલા, કવનસંહિ હું રંક કેદી શું જાણું!

૧૦-૭-૩૩

# બપોરે—ને અત્યારે !

- મન્દાક્રાન્તા -

બપ્પોરે જ્યાં ધગતી સિકતાના કણો ચક્રવાતે
બન્દૂકોથી સરણુઝરણી આગની ગોળીઓ શા
ઊડી ઊડી અવનિવદને ઘેરી માલિન્યછાયા
બીછાવે ત્યાં વિકળ મન મારૂં ડુબે સંશયોમાં ;
ને ભાસે આ જીવન ઘડીનું, આંસુના સ્રોત જેવું,
હેતુહ્હોણું, સતત વહતું મૃત્યુવારિધિ પ્રત્યે,
કે આકસ્મિક્ અમિત દુઃખના વન્ધ્ય નિઃશ્વાસશું એ
અજ્ઞાતોની ધુમસસંહિ અદૃશ્ય અંતે થનારૂં !

ને અત્યારે રજનીમંહિ સંજીવની ચાન્દનીના
શીળાં શીળાં કિરણકરનાં કામણે કાન્ત વાયુ
ડોલે, ખોળે ધીમું ધીમું સરી માતને અંગઅંગ
આહ્લાદોના પુલકમધુ સીંચંત સંતાન પેઠે;

ને જાણે આ સમીરણમંહિ બંસરી બોલ દે છે:
"જાગુ છું હો, બધું કુશળ છે ! બાળ, નિશ્ચિંત રે'જે !"

૧૨-૭-૩

# સમર્પણ

- મન્દાક્રાન્તા -

છેલ્લી મેં તે દિવસ કરી'તી પ્રાર્થના, ના ભૂલાશે,
આત્માકેરા ગહન વનમાં ટ્હેલતાં રુદ્ધશ્વાસે
દીઠું મેં જે દિવસ સહસા વ્હેણુ તે ખ્હેલીવાર
જ્યાંથી થાતી શુભ અશુભ સૌ વાસનાઓની ધાર!
ફૂલાતો હું મળહરણી મન્દાકિની માની જેને
ને લજ્જાતો મલિન સમજી નારકી સ્રોત જેને:
તે બન્નેનું પ્રભવથળ નિહાળીને એક આમ
ચોંકી મારી ગણતરી સરી જીંદગીની તમામ!

જે બુદ્ધિની સકળદરશિતાની રાખી ખુમારી
'આ સારૂં, આ નરસું:' કરીને જેહની શેખી મારી:
તેણે માગ્યું યદિ બધુંય તેં આપિયું હોત, બાપુ,
તો મારી શી દુરગતિ થતે કલ્પી આજેય કાંપું!
તે દિ' આ મેં જીવનભરની પ્રાર્થના છેલ્લી કીધી:
"બાપુ, તુંને બીનશરત આ જીંદગી સોંપી દીધી"!

૧૫-૭-૩૩

# ............ને

- હરિણી -

કુસુસસમ કો હૈયાં પ્રાણે સુગન્ધમધુ ભરે,
રુચિર મૃદુ સ્પર્શોના જાદુથી જીંદગી આવરે;
હરિણશિશુ શાં બીજાં મીઠી પરાધીનતાથકી
ઝરણ જગવી વાત્સલ્યોનાં રસાળ રણો કરે;
હિમકણઝગંતી સુંવાળી લીલી તૃણસેજ શાં
અવર ઉર કો આશ્લેષાર્થે ધીમું ઝુકી નોતરે;
હૃદય વળી કો ઉષાકેરા અચુમ્બિત હોઠ શા
અફળ તદપિ મીઠી પીડા સનાતન વિસ્તરે!

બહુરુપી! મને તારૂં હૈયું રમાડતું ને કદા
પ્રથમ શિશુ થૈ મારે હૈયે જગાડતું માતૃતા;
ઘડીક કદમો મારી સાથે મિલાવી રણે ધપે
ઘડીક અનુગામી થૈ ચાલે, ઘડી ગુરુ થૈ તપે;
નિકટ જીવથી, ત્હોયે ભાસે અસ્પૃશ્ય ઉષાસમું:
અચુત રુપમાં સોહે, વ્હાલા, અદ્વૈત જ આપણું!

૨૫-૭-૩૩

# અંધારી કોટડીના કેદીની!

આભમાંહિ અણગણ તારલા
તેમાં એક પે માંડેલ મીટડી
અંધારી કોટડીના કેદીની!
બ્રહ્માંડે રેલછેલ રૂપની
પણ નાની શી નેણ કેરી નીકરે
અંધારી કોટડીના કેદીની!
જાડેરી ભીતું, ગોખ વેંતના,
ને તે યે તે ઉઘડે ઘડીક રે
અંધારી કોટડીના કેદીની!
દિલડું સુલતાનશાહી કેદીનું
પિંડ-ફરતા છે વજ્જર કોટ રે
અંધારી કોટડીના કેદીને!
હૈયું મ્હેરાણ, હાથ હેડમાં,
નથી આતમ ઉદારતામાં ખોટ રે
અંધારી કોટડીના કેદીની!
કેદીનાં સાંકડાં દિલડાં:
એવાં અમથા ચડાવશો મ આળ રે
અંધારી કોટડીના કેદીને!
ભીત્યુંની ભીતર ભાળશો
તો ઝાંખશો ઝગમગતી જવાળ રે
અંધારી કોટડીના કેદીને
જગમાંહિ અણગણ દિલડાં
તેમાં એક શું બાંધેલ પ્રીતડી
અંધારી કોટડીના કેદીની!

# વીરા વ્યાકરણી !

- અંજનિ -

એકકે શબ્દ ન વ્યર્થ ઘડયો તેં,
શબ્દે શબ્દે અર્થ ભર્યો તેં,
એજ મહાન અનર્થ કર્યો તેં
વીરા વ્યાકરણી !
તેં તો જનહિત માની યથામતિ,
લગ્નગ્રંથી એકકેકની ગુંથી,
ઉરઉરથી અર્થોને ગોતી,
વીરા વ્યાકરણી !
તે જાણ્યું જે પ્રલય લગી યે
માનવઉર ભાવો ઉઠશે જે
તે સૌ એથી નિભાવી લેશે
વીરા વ્યાકરણી !
કદી તેં વાદળઘેર્યા વ્યોમે,
જલછલછલ અંધારી ભોમે,
સાદ સુણ્યા ના રોમે રોમે,
વીરા વ્યાકરણી !
કદી રજનીના શાન્ત હૈયામાં
રેડતી આસવ અધીરતાના
સુણ્યા સૂર તેં કોયલના ના
વીરા વ્યાકરણી !

અંધારીમાં વીજઝબકારે
વિરહી ઉરનાં ક્રન્દન તારે
આલખવાં નવ પડ્યાં લગારે–,
વીરા વ્યાકરણી !

એક શબ્દ યદિ અર્થ વગર તેં
રે'વા દીધો હોત અગરચે
તો તું મારી આશિષ વરતે
(ને તેમાં હું હૈયું ભરતે)
વીરા વ્યાકરણી !

## મેં મૂર્ખાએ

- મન્દાક્રાન્તા -

મેં મૂર્ખાએ ગગનતલના તારલાઓની સાથે
ક્રીડાકેરાં અફળ સ્વપ્નોમાં જ આયુષ્ય ખોયું;
ને લોભાઇ અધરગત અસ્પૃશ્ય રાગે ઉષાના
હૈયામાંહિ જીવનભર અતૃપ્તિનું તીર પ્રો'યું;
આદર્શોના જલદ વરસ્યા, શીઘ્ર વા વર્ષશે, એ
ઉત્પ્રેક્ષામાં ગૃહસમીપના કૂપ સામું ન જોયું:
થોડું યે જે સહજ હરિનું દીધું તે મેં ઉવેખ્યું–
કો વેળા તો નફટ બનીને, હાય, તેને વગોવ્યું !

પુષ્પો તાઝાં દિન દિન ખુલ્યાં માહરા આંગણાંમાં,
હૈયાં સાદાં દિન દિન ખીલ્યાં માહરી આસપાસ:
એ સૌ કેરી ખુશબુ મીઠડી માણવાનો પ્રયાસ
તે તો આઘે: નજર પણ મેં ફેંકી ના ત્યાં દયામાં !
સર્જ્યાં એ ગરીબ કરવા મારી જાણે ફૂજેતી:
મેં તરછોડી પ્રથમ પ્રભુની અંજલિ એ રીતેથી !

૨૭-૭-૩૩

# જીવો ને જીવવા દો!

• સ્રગ્ધરા •

નાની શી હોડલીની લલિત ગતિ રૂંધે લંગરો જંગી જેમ;
ખેંચાયે જેમ ભારી દીપકવજનથી પૃથ્વી પ્રત્યે પતંગો;
ઓચિંતા ને અકાળે અચિર જીવી ખરી જેમ કાળે શમાય
ચિંતાની ઝેરી ફુંકે સ્વપનરુચિર આદર્શ કેરા તરંગો;
વૃત્તિ ગંભીર અન્તર્મુખ, હરિણસમા ઉરના તરૂવરાટો
દાબી, પીડી, રીબાવી, રણભૂમિ કરી દે આત્મ લીલાંગનાનો;
નાની શી બંસરીમાં હઠ કરી કવિ કોઈ મહાકાવ્ય ઠાંસી
બંસીની, કાવ્યની ને નિજ જીવનની યે વ્યર્થ વ્હોરે ખુવારી!

તેવી ભાસે મને તો કદિક જીવનસાર્થક્યની સર્વ વાતો:
ડાહી ડાહી સલાહો મથી મથી ગ્રહવા વિશ્વના સૌ પદાર્થો!
ધર્મોની ધાંધલો ને અસ્થ અવસ્થા, કીચ્ચડો કામના યે,
પોલી લાગે મને તો-અમર સહુ સ્તલ્તા-મોક્ષની નામના યે!

શાના ઉદ્દેશ, શાની ફરજ? સરજી સૌ આપદા અર્થહીણી;
જીવો ને જીવવા દો મરણ લગણ આ જીંદગી ચાર દિ'ની!

૨૯-૭-૩૩

# નમોનમ: સહસ્રશ: !

- પૃથ્વી -

નથી વિભવ એહવો અમકને, ખુંચે ત્યાગતાં
દિલે;–ઉલટ જેહની નિકટતાથી આત્મા પડે–
છતાં કૃપણુ જીવ ના તજી શકે; પરાણે કદી
ઝુંટાવી લઇ કો જશે: શક થતાં જ એવો, ઉર
ધરે જકડી બેવડે બલ લગામ આસક્તિની!

અમે હૃદયમાં ઉંડું ઉંડું વિલોકતાં પેખીએ:
દિસે વિભવલેશ જે અમકને, નિજેચ્છાથી તે
અમે કંઇ લીધો નથી ભુજબલેથી; તોફાન જેમ
અહિંતહિંથી વસ્તુઓ ફુંકી ઉડાડી ભેળી કરે
જુના ઉકરડા પરે,–જડ અમે ય તેવી રીતે
લદાઇ ગુંગળાઇએ વિધિફુંકેલ કચરા થકી!
છતાં જુની કટેવને વશ ફુલાઇને માનીએ
મહામલીન બોજ તે જરૂરી આત્મશૃંગાર શો!

અનેક ઋષિમુનિઓ, પરમ મન્ત્રદૃષ્ટા સુણ્યા,
સુણ્યા વિશદધી મહા પરમબ્રહ્મવેત્તા ઘણા,
ઋષિ-જનની ભોમ આ, ચરમ સીમ સંન્યાસની
સમર્પણની ધાત્રી ને સહચરી તપસ્યાતણી!
અસંખ્ય અહિં આશ્રમો મુનિજને જ સ્થાપી કરી.

સ્વયંધ જગને સદા વિમળ ત્યાગદીક્ષા દીધી!
પરંતુ પળવા પથે અધિક પુણ્યને દોહ્યલે,
તજી સુકરપુણ્યના વિષમત્યાજ્ય સંમોહને
કિશોર-ઉછરંગથી, ઉતરતી અવસ્થાતણા
શિશુસમ પ્રિયાશ્રમો તજી તમે જ, બાપુ, શકો!

જગે તમસવૃત્તિના અદય તાન્ડવોની લીલા
પુરાણ જગ-જેટલી: મનુજ બાપડા તેહને
ગણી જલધિક્ષાર જીવનદુઃખો શી સ્વાભાવિક
સહે નિરવ ઉરથી, નવ ધરે જ હિંમત કદી
નિવારણતણું બીડું ઝડપવા મહારોગના!

અપૌરુષતણો અને તમસ-તાન્ડવોનો ય તે
બુલન્દસુર શૂર સાત્વિક વિરોધ ઉચ્ચારતા
સુણાય રમણીય-ભીષણ નિનાદ જાણે ફરી
અનેક સદીઓની ધુમ્મસ વીંધી જ સિદ્ધાર્થના!–
"સુકે અહિંજ આસને મુજ શરીર, ત્યાગે ભલે
અધીશ્વર બધી જ ઇન્દ્રિયતણા નિજાવાસને,
ભલે તરુનીચે અહિં તનુ બને જ મારૂં જડ
જયહિં વિહગવૃન્દ નીડ નિજના નિરાંતે રચે
અને ચળભર્યાં શિરો હરિણ જેની સાથે ઘસે!
ઉઠું નવ અહિંથી હું નવ જ્યહાં લગી સાંપડે
અમોઘ જનતાપ દારુણતણી મહા ઔષધિ!"

કહ્યું પરમઆર્દ્રઉર ઈસુએ સ્મરાવ્યું તમે
"નથી 'મનુજસૂનુ' ને વિરમવા ય કો સ્થાન હ્યાં!"
લઇ નિજશૂળી ખભા પર, વિનમ્ર ઢાળ્યાં ચખે,
પટોળ ધરી પ્રેમના અરત શોધમાં આથડે

જ્યહાં લગી ન વિશ્વમાં પ્રભુનું રાજ્ય એને જડે.

હતા પ્રથમ તેહવા જ અનિકેત થૈને ફરી!
ભરો પગ અદીઠ મંગલલ્હીજ, બાપુ, તમે!
અજેય તમ ઉરની પરમ શુધ્ધ શ્રદ્ધા તણી
પ્રકાશમય ખૂરશી, છળ અસત્ય હિંસાતણા
વિદારી વ્યૂહચક્ર સૌ, ચરણ આપના દોરશે
સલામત પ્રભુજીના પુનિત રાજ્યપાદર લહી!
અને ઉર અમારૂં આપ પગલાંતણા તાલશું
મિલાવી નિજ તાલને ધબકશે અધીરૂં-ધીરૂં;
અને જગ સમગ્રની રુધિરપાતથાકી ચખ
તમારી નવી કૂચને નિરખશે જ આશાભરી!—
જશે જગત ઉંચું કે નીચું?—સવાલ સંતાડતી!

અરે હજુ ય સાંભરે-વસમી વેળ નાઠા બધા
થઇ મનુજઉરની સહજ દીનતાને વશ
ખરા તદપિ ભીરુ સૌ નિકટ સાથી ઈસૂતણા!
અરે પ્રિતમ પીટરે ય ત્રણવાર, બાપુ, કહ્યું:
'કસમ લઇ કહું છું કે નવ હું ઓળખું ઈસુને!'

દિલો અમ મનુષ્યના સહજ દૈન્ય-દૌર્બલ્યથી
ભર્યાં; તદપિ, બાપુ, આટલી પ્રતીતિ તો આપીએ:
પડેલ અમ રાષ્ટ્ર હો, ચિરખડેલ મુક્તિ થકી,
અતિ અબળ હો ભલે, પણ સડેલ હૈયાં નથી!
અધન્ય નથી એહવો ભરતબાલ જે ના ચહે
તજી, તૃણસમી ગણી અર્વાનની બધી મોહિની,
મહાન અભિનિષ્ક્રમાર્થવધ-શૂળી સ્કંધે ધરી—

તમારી સહ ચાલવા પ્રભુનું રાજ્ય જોવા જગે
બનાવી નિજને જ જંગમ અને જીવંતાશ્રમ!

અધીર અસ આર્દ્ર ઉરતણી પ્રાર્થના, બાપુ, કે
યદિ કદિક પાછું વાળી નિરખો અને જો જુઓ
સુદૂર અમને તમેન્સ્મરણ આટલું રાખજો:-
નથી લગન ઓછી પણ શતકજૂની તન્દ્રાથી ને
અપૌરુષથકી ધ્રુજે ચરણ બાપડાં માર્ગમાં!
અમારીવતી, બાપુ, તે ઘડી ક્ષણેક સંભારીને
હરિ, ફરીથી કૂચ જારી કરજો તમારી તમે!



પ્રવાસી પરમાત્મના! પરમ સત્યના શોધક!
અનંત પથ પ્રેમસંગલ સહા પરિવ્રાજક!
અભીક-ઉર વિશ્વશાન્તિરણધીર ધર્મધ્વજ!
નમોનમઃ સહસ્રશઃ! નમોનમઃ સહસ્રશઃ!

૩૦-૭-૩૩

# હું તો, બાબા,...

• મન્દાક્રાન્તા •

હું તો, બાબા, તરણી સરતી મૂકીને અબ્ધિનીરે,
ધીમા મીઠા કરથી સદ પંપાળનારા સમીરે,
જુના સ્નેહીતણી શીતલતા વર્ષતી ચાન્દનીમાં
વ્હેવા ચાહું,– વહીં જઉં જ્યહિં–સૃષ્ટિ આનન્દનીમાં !-
અર્ધામીંચ્યાં નયનથકી ના કોઇને યે નિહાળી,
તાજું, સાજું મુજ શરીર લંબાવીને ચત્તું ઢાળી,
ભાંગ્યાતૂટ્યાં ગીત ગણગણી ઢંગબ્હોણા અનેક
જેનો હોયે મુજથકીય તે અર્થ અસ્પષ્ટ છેક! ૮

વ્હેવું ગાવું જીવનભર–આ સૃષ્ટિમાં સીમ શાની?
વ્હેવું ગાવું-સતત વહવું-એજ છે જીન્દગાની!
હોકાકેરી ખટપટ કશી, શાં હલેસાં, સુકાન-
ખોવાવાનું નવ જનની ઉત્સંગમાં ક્યાંય સ્થાન!
વ્હેલું મોડું પુગવું સહુને ચાહીને વા પરાણેઃ
ટૂંકી રાત્રિ તણી સફર તે પંડિતો ક્યાંથી માણે! ૧૪

૭-૮-૩૩

# થશે કુશળ છેવટે

- પૃથ્વી -

હજાર મુજ વન્દના હૃદયની હજો તેમને-
સદૈવ નિરખે મહાનિબિડ વિશ્વઅન્ધેરમાં
વ્યવસ્થિત નિગૂઢ મંગલ વિધાનનાં બીજ જે;
ભયાનક હુંકારના નફ્ટ હિંસ્ર નૃત્યો મહિ
સમર્પણ તણા સુણે શ્રવણ સંગીતો જેમનાં;
અને ચિરવિયોગીની અધીર ઝંખનાથી તથા
કસાયલ મહારથીતણી અમોઘ શાન્તિથી જે
અદીઠ કરી દીઠને-અણદીઠાંની પૂંઠે ભમે! ૮

હું તો નવ વિલોકી યે શકું લગીર એંધાણી કો
મનાય જયમ કો'રીતે સકલ સચ્ચિદાનન્દની
રચેલ જડ સૃષ્ટિ આ હચમચેલ આક્રન્દથી!
હશે! હું કંઇ દર્શને નિપુણ તત્ત્વવેત્તા નથી!
મને ખબર શી?-હશે-નવ હશે નિયન્તા કયંહિ!
થશે કુશળ છેવટે, જરૂર, વ્હાલી! તું છે જયહિં! ૧૪

૧૯-૮-૩૩

# કવનકોડ !

- પૃથ્વી -

મને કવનકોડ અન્તર અનેકધા જાગતા:
નિમંત્રણ મયંકતારકગણોતણાં મન મથે;
ખગોળઉરસોંસરા પીયૂષવર્ષી રશ્મિપથે
પ્રવેશી, મુજ પ્રાણનાં સકલ તન્તુ કંપાવતાં!
મને કવનકોડ સર્જનસુહાગસંપર્કથી,
ઉષાઅધરરાગથી, જલધિનૃત્યઝંકારથી,
વસંતવર પૃથ્વીના નવપરાગના ભારથી
વલોવી ઉર જાગતા, ન શમતા મહાતર્કથી!

મને કવનકોડ... ને ગૃહિણીગર્ભમાં પાંચમું
ધીમું-અતિધીમું-સરે અણલખેલ કાવ્યોસમું!
જશુ-મનુ-વિભુ-કસુ-પર ફરંત ધીમે ક્રમે
નિજોદરથી હું પરે ગૃહિણીકેરી દૃષ્ટિ રમે!
મને કવનકોડ...પણ કલમ કંપતા હાથથી
સરે, સ્મરણ આવતાં: કહ્યું'તું કાલ કે 'ઘી નથી'!

૭-૧૧-૩૩

# તાજમહાલને

- તોટકબંધ -

ક્ષણજીવિત આ જગમાં કરવી ક્યહિં આશ કદી અમરત્વતણી ?
અણુએ અણુએ મિથ્યાત્વભર્યું ત્યહિં તત્ત્વની હો કણી યા ન કણી!
ઘડીમાં, પળમાં, પલટાઇ જતા ઉર-રંગ સમસ્ત પતંગ સમા,
ત્યહિં આજિવ એકજ રંગથી રક્ત, નમો ! વિરલા નરનારમણિ!

ઉછર્યાં, વિહર્યાં, વિલસ્યાં ઉભયે યમુનાજળનિર્મળદેહમને,
નદ બે નવયૌવનના ઉન્સાહભર્યા યમુનાજળમાં વિરમે,
રસરાણીજીએ ઉભયે ઉર જ્યાં રસઐક્યની ગ્રન્થીથી ગુંથી લીધાં,
ચિરપ્રીતિનું ભાજન સ્થાન શું એ રસબેલડીને ત્યંજી જાવું ગમે!

સખિ, ધન્ય વિજોગણ ઓ યમુના! રસબાલની પ્રીતિ લડાવી તમે;
તમ વિસ્તૃત વારિપ્રસારથી યે વધુ પ્રેમકથા પ્રસરાવી તમે;
જગનાં શિથિલાં સ્મરણો સળકે; ઝળકે યશચંદ્ર રસેશતણો—
ઇતિ ગૌર ત્રિપુંડ શું તાજનું શ્યામલ કંઠ લીધું લહરાવી તમે !

રતિનાં નયનોથકી આંસુ વહ્યાં-ખરિયાં રતિનાથથી રાખ પરે,
જગમંડળ બાળતી રુદ્રત્રિનેત્રની ઝાળમહિં શિવભાવ ઠરે,
અનુકમ્પ ઉમાપતિના ઉરમાં ઉભરે: અમીવર્ષણ આંખ કરે:
ત્યહિં અદ્‌ભુત આ સ્વયમેવ સ્ફુરન્તી શું ભસ્મ અનંગની અંગ ધરે!

અમ દેહપુજારીતણા જગમાં પરદેશીસમા, અયિ તાજ વીરા !
અહિં રાગનું રાજ્ય ટકે રજની, અહિં આછકલા અમ યોગ ઉણા !

અહિં ગાલગુલાબતણો મહિમા વિકસી ઘડીમાં કરમાઈ જતો:
અધરાશ્રિત પ્રેમની શી અવધિ? નયનો મીંચતા થઇ જાય ચુરા!

અહિં અન્તરનાં ઉડવાં નથી, કેવલ રંગપરસ્તીતણાં નખરાં,
અહિં લોચનદોરશું જીવ હીંચી, ઘડી મ્હાલી, સમ્હાલી, તણાય પરા,
અહિં શોણિતમાંસની હુંફે સુંવાળી મળે ત્યહિં શોણિતમાંસ ઢળે!
અટુલા અયિ તાજ! ન તું-સમ હ્યાં અનુરાગ-અનંત-પિછાણુકરા!

પડખો પડખે પડિયાં ઉભયે: અહિં અદ્ભુત આતમયોગ સધાયો!
અહિં કાલ પરાસ્ત બહાર ઉભો, ઉભશે, અડશે ન તનુપડછાયો,
અહિં કાલપતિ નિજ છાવણી નાખી કરે દશદિશ સદા રખવાળાં
યમુના ઘુઘવે, લહરે પરબ્રહ્મનિમંત્રતી પાવક પ્રેમ-ધજાઓ!!

અયિ તાજ! તું તીરથરાજ ખરે! તુજ દર્શન ભેદ બધાય ભુલાવે:
સહુ રંગતરંગ અને મતસુફનું ભિન્નપણું પળમાં વીસરાવે!
અહિં માનવ કેવળ માનવ છે, અહિં શુદ્ધ ઉપાસન આત્મન કેરા,
અહિં બ્રહ્મસમાધિ સધાઇ જતી, અહિં કોડ હરિ-ઉરના બર આવે!

૬-૬-૩૪

# કવિની નોંધપોથીને !

- પૃથ્વી -

ત્હને કરમમાં લખ્યું: કિંમતહીણ કવિહાથમાં
પડી, જીગરના જુના ખડખડાટના બોજને
મુંગેમુખ ઉપાડવો;

ન મ્હોડું ય બગાડીને,
વિતર્ક ન જગાડીને,
વહ્યે જવું લદાયલા વજનને જ જીવ્યાં લગી !

મ્હને ય કરમે લખ્યું: હૃદયહીન વિધિહાથમાં
પડી, ઘડી ઘડી અનર્થકર ઊર્મિઓની ઝડી
ઝીલ્યે જવી કુઆશથી;

અજંપ ઉર આશથી
પ્રચંડ નરમાશથી
વહ્યે જવું, સહ્યે જવું,
કહ્યે જવું, ચહ્યે જવું-
ચરમ શ્વાસ લેતાં લગી !

છીએ સમદુખી: બીજો ખરખરો કર્યે અર્થ શો ?
પડ્યું જીવનપાનું લોચન લુછ્યે ભર્યે અર્થ શો ?

૨૬-૧૨-૩૪

# જય જગનાથ!

- આરતી -

ડુંગરટોચે દેવ વિરાજે, ખીણમાં ખદબદ માનવકીટ;
પરસેવે લદબદ ભગતો ને પ્રભુમસ્તક ઝગમગત કિરીટ !
જય જગનાથ ! જય જગનાથ ! ૧

અવિનાશીને અન્નકોટના આવે નિત અમૃત ઓડકાર:
ખીણમાં કણકણ કાજે મરતાં માનવજન્તુ રોજ હજાર !
જય જગનાથ ! જય જગનાથ ! ૨

પ્રભુને નિત જરકશીના જામાઃ પલક પલક પલટાયે ચીર !
ખીણના ખેડુ આબરૂ-ઢાંકણ આયુભર પામે એક લીર !
જય જગનાથ ! જય જગનાથ ! ૩

ખીણના ખાતર ખેડુ પૂરશે ધરતીમાં ધરણી કૃશ કાય;
ડુંગર દેવા જમી પોઢશે ઘુમ્મટની ઘેરી શીળી છાંય !
જય જગનાથ ! જય જગનાથ ! ૪

કીડી-કણ, હાથીનો હારો: સૌને સૌનું જાય મળી;
જગન્નાથ સૌને દેનારો: અર્ધવાણી તો આજ ફળી !
જય જગનાથ ! જય જગનાથ ! ૫

જગન્નાથનો જય પોકારો: કીડીને કણ પણ મળી રે'શે;
ડુંગરનો હાથી તો હારો, દ્યો નવ દ્યો, પણ લઇ લેશે !
જય જગનાથ ! જય જગનાથ ! ૬

૧૬૫૫૮

# દૃષ્ટાત્માનો

• વસંત-મન્દાક્રાન્તા •

આદર્શની ભુલભુલામણીઓ અનેક
સંયોજીને મનુજ-આત્મ રીબાય દીન
માની સહુ અવરથી નિજનેજ હીન
ઝાંવાં નાખે સકલ ગ્રહવા છાંડી આત્મત્વ એક !

કો મોક્ષના અગમમાર્ગથી લુબ્ધબુદ્ધિ
સંસારને ગણી હલાહલ દૂર નાસે,
સંદેહથી સકલ દેહકલા તપાસે,
આયુ ગાળે તનુતપનમાં ખોળતા આત્મશુદ્ધિ !

કો કીર્તિના ઝગમગાટથી મન્દસ્થૈર્ય
અંઝાઈને અડવડે વિષમાન્ધકારે,
લાદી ગરીબ મુંગુ ઉર અસહ્ય ભારે,
હૈયાફૂટ્યા ખરચી ખુટતા વ્યર્થ મોંઘેરું ધૈર્ય !

કો લોકસેવનતણી સરજી ઉપાધિ
ચિંતા સમસ્ત-જન-મંગલની ઉપાડે
પોતે સજ્યા ઈશનીયે અભિલાષ આડે
ઝૂઝે કોડે અતુલ નિજ પ્રાણોતણી હોડ બાંધી !

મારે સખિ, ઊણપ આત્મતણી ન એકકે,
ના આશ કો અધુરી જે પૂરવા પ્રયાસું,
આકાશ ને અવનિ દૃષ્ટિભરી ચકાસું:
સૌ ઉલ્લાસે મુજ હૃદયની પૂર્ણતા કેરી મ્હેકે!

મારે સખિ, અણઉકેલ ન એક પ્રશ્ન:
બ્રહ્માંડ ને પરમ બ્રહ્મ તણા ય ભેદ!
મંત્રપ્રણેતૃ મુનિ હું, તું રહસ્ય-વેદ:
દૃષ્ટાત્માનો ઉભય: સખિ તું, રાધિકા ને હું કૃષ્ણ!

તારે ઉરે ધબકતી સજની ઋચાઓ,
ને સર્જનોની ફરકે અધરે કલાઓ,
જ્યોતિસમુચ્ચય વિલોચનતારલાઓ
તારો દેહ પ્રકૃતિરુપસ્થાપત્યમર્મે સિંચાયો!

ગાઓ જગત્ શુકસમું પઢવેલ ગાનો,
સૂત્રો રટો જીરણ જાડ્ય-પરંપરાનાં;
ને આપણે યુગલ પ્રજ્ઞ-ઋતંભરાનાં
"સૂક્તો ગાવાં:
લોકાલોકે
થોકેથોકે
રેલાયેલાં અમ થકી જ સૌ સૃષ્ટિના તેજ-તાનો!"

૬-૧-૩૫

# વિદાય

- સ્રગ્ધરા -

ગાલોની લાલિમામાં, નયનચમકમાં, ઓષ્ઠઆકર્ષણોમાં,
દન્તોની પંક્તિવિદ્યુત્મંહિથી વરસતાં શાન્તિદ્વેષી સ્મિતોમાં,
વેણીમાં, વેણુલાંસાં, જીગર ડગવતાં અંગઆન્દોલનોમાં,
શોધી, સાધી, ધરાતાં, નજર ભરી દીઠો—તુચ્છ નિઃસત્ત્વ પ્રેમ!

કોટિ કંઠોની કેરી અરણવલરતી શી પ્રશંસાચીસોમાં,
ભક્તિભારે નમેલાં તનુધનવનનાં ભાવભીંજ્યાં શીષોમાં,
છન્દોમાં, ક્રન્દનોમાં, મૂક અનુસરણોમાં, રણોમાં, વનોમાં,
ઝંખી, જોઈ, પીછાણી, અરર, નિરખી ત્યાં-અસ્થિરા ક્ષુદ્ર કીર્તિ!

ના ના! ત્હોયે ઘટે ના મુજ મુખ થકી એ રંકકેરાં વગોણાં:
બેસી ઉચ્ચાસને ના ઉચિત ઉચરવાં સત્ય નામે ય ટોણાં!
સ્થૂલોની શૃંખલાથી લગીર લગીર યે મુક્તિ ઉદ્બોધી જેણે,
વર્ષોનાં વ્હાલ રેડી અગણિત ઘડીઓ આયુની પોંખી જેણે,
તેને ત્યાગું ગભીરી અણદીઠ પથના પાન્થની નમ્રતાથી;
તેના સંસ્મર્ણ થાજો કદી કદી મુજ એકાન્તના ઉર-સાથી!

૨૯-૬-૩૪

વસંતતિલકા

સૌ કાળના હૃદયમાં ધબકાર થૈને,
સંભારણાં મધુર આર્દ્ર હજાર લૈને,
ગીતો વસો...વિગતજીવન માહરાના
અંધારદિગ્ધ ગગનોદર તાર થૈને!

